# સરહિન્દ શરીફ, બરાસ શરીફ અને મકાન શરીફ (રત્ર-છત્ર)ના મુબારક મઝારો અને ઈમારતો [તસવીરો સાથે ગાઈડ]

'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા : ૧૫



લેખક
અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા' ગ્રંથમાળા : ૧૫

# સરહિન્દ શરીફ, બરાસ શરીફ અને મકાન શરીફ (રત્ર-છત્ર)ના મુબારક મઝારો અને ઈમારતો

[તસવીરો સાથે ગાઈડ]

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

છાપકામ અને વેચાણ વ્યવસ્થા

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી

'હિદાયત આર્ટ'

સગરામપૂરા, તલાવડી, સૂરત

Mobile No. : 099740 34310

કંપોઝીંગ

મવલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી (વલસાડ)

પ્રકાશન વર્ષ : મુહર્રમ, ૧૪૪૨, / સપ્ટેમ્બર, ૨૦૨૦

# હાઝિર હુવા મૈં શયખ મુજદ્દિદકી લહદ પર

**મહાકવિ અલ્લામહ ડોક્ટર મુહમ્મદ ઈકબાલ (રહ.)**

હાઝિર હુવા મૈં શયખ મુજદ્દિદકી લહદ પર,
વોહ ખાક કે હય ઝેરે ફલક મત્લએ અનવાર.

ઈસ ખાકકે ઝરોંસે હય શરમિન્દહ સિતારે,
ઈસ ખાકમેં પોશીદહ હય વોહ સાહબે અસરાર.

ગર્દન ન ઝૂકી જિસકી જહાંગીરકે આગે,
જિસકે નફસે ગર્મસે હય, ગર્મીએ અહરાર.

વોહ હિન્દમેં સરમાયએ મિલ્લતકા નિગહબાન,
અલ્લાહને બર વકત કિયા જિસકો ખબરદાર.

['બાલે જિબ્રીલ' કાવ્ય સંગ્રહમાંથી]

# અવલિયાના મઝારો ફયઝાને ઈલાહીથી ખાલી નથી

અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલે મૌલાના સય્યિદ સુલયમાન નદવી રહમતુલ્લાહિ અલયહિને એક પત્રમાં લખ્યું હતું :

"ખ્વાજા નકશબંદ અને મુજદ્દિદે સરહિંદની મારા દિલમાં ઘણી મોટી ઈઝઝત છે."

ડોકટર મુહમ્મદ ઈકબાલને હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિ પ્રત્યે આ ઈઝઝત અને અકીદત ઉત્પન્ન થવાનો બનાવ પણ ઘણો રસીક છે. મુજદ્દિદી ખાનદાનના એક બુઝુર્ગ અને ડોકટર મુહમ્મદ ઈકબાલના સમકાલીન, હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન સાહબ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક વખતે કેટલાક સાથીઓ સંગાથે સરહિંદ શરીફ જતા હું લાહોર પહોંચ્યો. ઈકબાલથી મુલાકાત કરવાનું મન થયું. અસરના વખતે મુલાકાત માટે ગયો. ઈકબાલને જયારે એ જાણ થઈ કે મને મુજદ્દિદી ખાનદાનથી નસબી સંબંધ છે તો તેમણે મારી ઘણી ઈઝઝતઅફઝાઈ કરી અને હઝરત મુજદ્દિદથી પોતાની અકીદતની શરૂઆત વિષે એક બનાવ બયાન કર્યો.

ઈકબાલે કહ્યું :

"એક વખતે હું હાફિઝ અબ્દુલ હલીમને ત્યાં કેટલાક સાથીઓ સંગાથે બસી (નામના ગામે) ગયો હતો. પાછા ફરતી વખતે રસ્તામાં સરહિંદ આવ્યું. સાથીઓ હઝરત મુજદ્દિદના મઝારે મુબારક પર ફાતિહા ખ્વાનીના માટે ગયા. મજબૂરીથી મારે

પણ જવું પડયું. બધાં સાથીઓ મુરાકિબ થઈ ગયા. હું (અમસ્તો) બેસી રહ્યો. અચાનક મારા પર રિક્કત (રુદન) તારી થઈ ગયું. હું કાંપવા લાગ્યો અને થોડાં સમય પછી બેહોશ થઈ ગયો. જયારે સાથીઓ મુરાકબાથી ફારિગ થયા ત્યારે મારા પર પાણી છાંટયું અને હું હોશમાં આવ્યો. આ રૂહાની સ્વાનુભવ પછી મને ખબર પડી કે અવલિયાના મઝારો ફયઝાને ઈલાહીથી ખાલી નથી !"

હઝરત મૌલાના મુહમ્મદ હાશિમજાન ફરમાવે છે કે :

"ઈકબાલ આ બનાવ બયાન કરતા જતા હતા અને રડતા જતા હતા. તેમનું દિલ મુહબ્બતથી છલોછલ અને આંખો આંસૂઓથી તર હતી."

**ગાહ બ હીલહ મી દરદ,**
**ગાહ બ ઝોર મી કશદ;**
**ઈશ્કકી ઈબ્તિદા અજબ,**
**ઈશ્કકી ઈન્તિહા અજબ !**

**ભાવાર્થ** :

ઈશ્કનો આરંભ અને અંત અજબ હોય છે !
કયારેક કોઈ માધ્યમને નિમિત્ત બનાવીને પોતાના તરફ આકર્ષે છે !
કયારેક વિના માધ્યમે સીધો જ બળપૂર્વક પોતાના તરફ ખેંચી લે છે !

## ડોકટર ઈકબાલ અનેક વખત હઝરત મુજદ્દિદે અલફેષાની (રહ.)ના મઝાર શરીફ પર હાજર થયા

તે પછી તો ડોકટર મુહમ્મદ ઈકબાલ હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર અનેક વખત હાજર થતા રહ્યા.

ડોકટર મુહમ્મદ ઈકબાલ સય્યિદ નઝીર નિયાઝીને એક પત્રમાં લખે છે કે :

“આજે સાંજની ગાડીથી હું સરહિંદ શરીફ જાઉં છું. થોડાં દિવસ પહેલાં સવારની નમાઝ પછી મારી આંખો લાગી ગઈ. ખ્વાબમાં કોઈએ નીચે પ્રમાણે પયગામ આપ્યો :

‘મેં જે ખ્વાબ તમારા વિષે અને શકીબ અર્સલાન વિષે જોયો છે તે સરહિંદ મોકલી આપ્યો છે. મને યકીન છે કે ખુદા તઆલા તમારા પર ઘણો મોટો ફઝલ કરનાર છે.’

આ પયગામ આપનાર કોણ હતું તે જાણી શકાયું નથી. આ ખ્વાબના કારણે સરહિંદની હાજરી જરૂરી છે.

ઉપરાંત (મારો પુત્ર) જાવીદ જયારે પૈદા થયો હતો, ત્યારે મેં અહદ કર્યો હતો કે જયારે તે થોડો મોટો થશે તો તેને હઝરતના મઝાર પર લઈ જઈશ. તે પણ મારી સાથે આવશે, જેથી અહદ પણ પૂરો થઈ જાય.

ચૌધરી મુહમ્મદ હુસૈન, મુનશી તાહિરુદીન અને અલીબક્ષ મારી સાથે હશે. રવિવારની સવારે લાહોર પાછો પહોંચીશ.” (સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત : ‘મકતૂબાતે ઈકબાલ’, પાનું : ૧૬૧)

૩૦ મી જૂનના પત્રમાં ડોકટર ઈકબાલ લખે છે કે :

“હું શનિવારની સાંજે સરહિંદથી પાછો આવી ગયો હતો. અત્યંત ઉમદહ અને પુરફિઝા જગા છે. ઈન્શા અલ્લાહ પાછો પણ જઈશ.”

(સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત : ‘મકતૂબાતે ઈકબાલ’, પાનું : ૧૬૨)

તે પછી ૩, જૂલાઈ, ૧૯૩૪ ના પત્રમાં ડોકટર ઈકબાલ લખે છે કે :

- “સરહિંદ સુંદર સ્થળ છે.
- મઝાર શરીફે મારા દિલ પર ઘેરો પ્રભાવ પાડયો.
- અત્યંત પવિત્ર સ્થળ છે.
- એનું પાણી ઠંડું અને મીઠું છે.
- સરહિંદના ખંડેરો જોઈને મને મિસર (Egypt)નું પ્રાચીન શહેર ફસ્તાત યાદ આવી ગયું જેનો પાયો હઝરત અમ્ર ઈબ્નુલ આસ રદિયલ્લાહુ તઆલા અન્હુએ મૂકયો હતો.
- જો સરહિન્દનું ઉત્ખનન થાય તો એ સમયની સંસ્કૃતિ વિષેના કોણ જાણે કેટલા રહસ્યો ઉપરથી પરદો ઊંચકાય.
- આ શહેર ફર્રુખ સિયરના સમય સુધી જળવાઈ રહ્યું હતું અને વર્તમાન લાહોરથી વસ્તી અને વિસ્તારના પ્રમાણમાં બમણું હતું.”

(સય્યિદ નઝીર નિયાઝી સંપાદિત ‘મકતૂબાતે ઈકબાલ’, પાનું : ૧૬૪)

મજકૂર પત્રોના સંપાદક જનાબ સય્યિદ નઝીર નિયાઝી સાહબ ફૂટનોટમાં લખે છે કે :

“હઝરત અલ્લામહ (ડોકટર ઈકબાલ) સરહિન્દથી ઘણો ઊંડો

પ્રભાવ લઈને આવ્યા હતા અને તેમને આ વાતનો ઘણો રંજ હતો કે મુસલમાન પોતાના ઈતિહાસ અને સંસ્કૃતિથી કેટલા દરજે બેખબર છે ! બલકે એનાથી ગફલત વર્તી રહ્યા છે ! ''

ડોકટર ઈકબાલના પુત્ર ડોકટર જાવીદ પોતે લખે છે કે :

''જયારે હું કિશોર વયનો હતો ત્યારે (અબ્બાજાન ડોકટર ઈકબાલ) મને પોતાની સાથે લઈને ફરીવાર સરહિન્દ શરીફ પહોંચ્યા. એ મુસાફરીની ધૂંધળી તસવીરો હજીયે મારી યાદના પરદા પર કંડારાયેલી છે અને એ દશ્યો કયારેક મારી નજર સમક્ષ તાજા પણ થઈ જાય છે :

- હું એમની આંગળી ઝાલીને મઝાર શરીફમાં દાખલ થઈ રહ્યો છું.
- ગુંબજના અંધકારમય પરંતુ ધીર–ગંભીર વાતાવરણથી મારા પર ભયની લાગણી છવાઈ રહી છે.
- આભો બનીને ફાટેલી આંખોથી હું પોતાની ચારેય તરફ જોઈ રહ્યો છું. જાણે કે પવિત્ર સ્થળની શાંત નિર્જનતાથી હું કંઈક પરિચિત છું.
- અબ્બાજાને મને પોતાના નજીક બેસાડી દીધો.
- ત્યાર બાદ તેમણે કુર્આન શરીફનો એક સીપારો મંગાવ્યો અને ઘણી વાર સુધી એની તિલાવત કરતા રહ્યા.
- એ વખતે માત્ર અમે બે જ જણા મઝાર શરીફ પાસે બેઠાં હતા. ગુંબજના શાંત વાતાવરણમાં એમના (તિલાવતના) અવાજના પડઘાથી એક ભયંકર કંપન ઉદ્‌ભવી રહ્યું હતું.
- મેં જોયું કે તેમની (અબ્બાજાનની) આંખોમાંથી આંસૂઓની ધારા વહી રહી છે.
- ત્યાં એક દિવસ રોકાયા પછી અમે ઘરે પાછા આવી ગયા.''

('મએ લાલાફામ', પાનું : ૧૬૩, ૧૬૪)

# રૂહાની ફૈઝાનનો એક બીજો અદભુત બનાવ

પ્રોફેસર યૂસુફ સલીમ ચિશ્તી લખે છે કે :

ઈસ્વીસન ૧૯૩૫ માં ડોકટર મુહમ્મદ ઈકબાલને હઝરત મુજદિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિના મઝાર પર હાજરીની સઆદત નસીબ થઈ અને મઝારે મુબારક પર મુરાકિબ થઈને જે રૂહાની ફયઝ તેમને હાસિલ થયો અને જે કૈફિયત તેમના પર તારી થઈ તેનું કંઈક વર્ણન તેમણે મને પણ કર્યું હતું.

ડોકટર ઈકબાલે મને કહ્યું કે :

"સજજાદાનશીન ખલીફા મુહમ્મદ સાદિક મર્હૂમે મારા માટે મઝારે મુબારક પર એકાંતવાસની વ્યવસ્થા કરી આપી. હું એક કલાક સુધી મુરાકિબ રહ્યો. હઝરત મુજદ્દિદની રૂહ મારી તરફ મુહબ્બત આમીઝ રંગમાં મુતવજિજહ રહી. મને બાહ્ય વાતાવરણનું કંઈ ભાન ન રહ્યું. એવું માલૂમ પડતું હતું કે હું હઝરતની સામે બેઠો છું અને હઝરત મારાથી ફરમાવી રહ્યા છે :

તમારી દીની ખિદમતો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બારગાહમાં મકબૂલ થઈ ગઈ છે. આં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમારા પર ખાસ નિગાહે કરમ છે ! "

ડોકટર ઈકબાલ આગળ ફરમાવે છે કે :

"મારા દિલમાં સોઝો ગુદાઝની (પ્રેમાગ્નિની) એવી કૈફિયત પયદા થઈ જેનું વર્ણન શબ્દોમાં નથી થઈ શકતું. મને એ અંદાઝો થયો કે ખાસાને ખુદાનો ફયઝ વફાત બાદ પણ ચાલુ રહે છે. અને એ પણ અંદાઝો થયો કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ના રોઝએ મુબારકથી કેવો વિપુલ ફયઝાન ચાલુ છે ! રિક્કત (રુદન)

સતત ચાલુ રહ્યું. સ્થળ અને કાળનું ભાન ન રહ્યું. રૂહાની ફયઝ મારી નસેનસમાં ચાલુ હતો. દિલમાં એટલા પ્રમાણમાં વિશાળતા અને વ્યાપકતા અનુભવતો હતો કે જાણે સમગ્ર કાઈનાત એમાં સમાઈ ગયું છે !"

[પ્રોફેસર યૂસુફ સલીમ ચિશ્તીનું લખાણ સમાપ્ત]

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી,** નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાના એક ખાસ મુરીદ મુહતરમ જનાબ શાન મુહમ્મદ સાહબને તેમના પત્રના જવાબમાં તા. ૨–૧૧–૧૯૩૫ ના રોજ લખ્યું હતું કે :

આપનો વિગતવાર પત્ર મળ્યો. દિલ ખૂશ થયું. એનો જવાબ આ છે કે :

(આપનો) ખ્વાબ મુબારક છે.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિની કબર શરીફની (ખ્વાબમાં) ઝિયારત થવી,

એ હઝરત (મુજદ્દિદ) સાહબ (રહ.)થી રૂહી ઈનાયત અને ફૈઝ મળવાની કવી (સબળ) ઉમ્મીદ છે.

વફાત બાદ, એમની ઈનાયત, જીવતાઓ કરતા બેહતર છે.

હઝરત મૌલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું છે :

**અય બસા દર ગોર ખુફતહ ખાકવાર,**
**બેહ ઝ સદ ઝિન્દહ, બેહ નફઅ વ ઈન્તિશાર.**

[પોતાની કબરોમાં સૂતેલા અલ્લાહ તઆલાના નેક અને મકબૂલ બંદાઓ, નફો અને ફૈઝ પહોંચાડવામાં, સેંકડો ઝિન્દહ આદમીઓથી બેહતર છે.]

કિતાબ : 'હિદાયાતે હિદાયત' પત્ર નં. :11, પાનું : 32, 33

# લેખકનું નિવેદન

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ !**

લગભગ ૧૧ (અગિયાર) વરસ પહેલાં, નવેમ્બર, ઈસ્વીસન ૨૦૦૯ માં હું અને મારા અઝીઝ દોસ્તો મુહતરમ હાજી અબ્દુલ સત્તારભાઈ ચોકસી, સૂરત અને મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી, મુંબઈ તેમજ તેમના ફરઝંદો ઈરફાનભાઈ અને ઝહીરભાઈ સરહિંદ શરીફ ગયા હતા અને ત્યાં કેટલાક દિવસો રોકાયા હતા.

ત્યારે ત્યાંના મુહતરમ સજજાદાનશીન સાહેબની પરવાનગીથી ઈરફાનભાઈ અને ઝહીરભાઈએ એમના મોબાઈલમાં મુબારક મઝારોની તસવીરો લીધી હતી.

સરહિંદ શરીફની ઝિયારત કરનારાઓમાંથી ઘણાં લોકો ત્યાંના વિશાળ સંકૂલ (કેમ્પસ)માં ચોમેર આવેલા અને કેમ્પસની બહાર પણ બરાસ વગેરે જુદા જુદા સ્થળોએ આવેલા મુબારક મઝારોથી અને એ બુઝુર્ગોના મહાન મરતબાઓમાંથી વાકિફ નહીં હોવાના કારણે, એ મુબારક મઝારોની ઝિયારતથી મહરૂમ રહે છે એટલે એ મુબારક મઝારો વિષે એક ગાઈડ જેવી માહિતીપૂર્ણ અને દરેક બુઝુર્ગનો ટૂંકો પરિચય જેમાં હોય તેવી કિતાબ પ્રગટ કરવાનો અલ્લાહ તઆલાએ અમારા દિલોમાં વિચાર નાંખ્યો. એટલે અમે એ માટે કોશિશ કરી. પરંતુ :

‘દરેક કામ અલ્લાહ તઆલાએ તેના નક્કી કરેલા સમયે જ થાય છે’, અનુસાર ૧૧ (અગિયાર) વરસ પછી,

અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી અમે એ કિતાબ (ગાઈડ) પ્રગટ કરી છે. એમાં દરેક બુઝુર્ગનો ટૂંકો પરિચય પણ લખ્યો છે જેનાથી વાચકને તેમના મહાન મરતબાનો ખ્યાલ આવશે.

ત્યારના અમારા એ પ્રવાસના ખાસ સાથી મુહતરમ અબ્દુલ સત્તારભાઈ ચોકસીને આ કિતાબ પ્રગટ કરવાની ખાસ તમન્ના હતી પરંતુ તેઓ આજે હયાત નથી એનો ઘણો ઊંડો અફસોસ છે. અલબત્ત, તેમની રૂહ તો આજે જરૂર ખૂશ થતી હશે જ એમાં શંકાને સ્થાન નથી.

અલ્લાહ તઆલાએ એમને મોત અને દફન પણ સૌથી શ્રેષ્ઠ જગાએ અતા ફરમાવ્યું.

- ૩, જમાદિલ અવ્વલ, ૧૪૩૩ મુતાબિક ૨૬, મી માર્ચ, ૨૦૧૨ ઈસ્વીસનમાં સોમવારે ઈન્તિકાલ થયો અને સવારે ફજરની નમાઝ બાદ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમમાં, એના મુહતરમ ઈમામ સાહબે, એમની જનાઝહની નમાઝ પઢાવી અને લાખો નમાઝીઓએ એમની જનાઝહની નમાઝ પઢી.
- તે પછી જન્નતુલ બકીઅના મુબારક કબ્રસ્તાનમાં આપને દફન કરવામાં આવ્યા.

કાશ ! આ લખનારને પણ એવું મુબારક મોત મળે !

આ કિતાબ તૈયાર કરવામાં અને પ્રગટ કરવામાં તન, મન, ધનથી ભાગ લેનાર દરેકનો હું આભારી છું. અલ્લાહ તઆલા તમામને બન્ને જહાનમાં ઉમદહ નેઅમતોથી નવાઝે. આમીન !

૧૧, ઝિલકઅદ, ૧૪૪૧ મુજદ્દિદી સિલસિલાનો અદના ગુલામ,
૦૩, જૂલાઈ, ૨૦૨૦, જુમ્અહ

**અબ્દુલ કાદિર ફાતીવાલા**

ગુફિરલહૂ

# અનુક્રમણિકા

# પહેલો વિભાગ

# પ્રાથમિક પરિચય

## સરહિન્દ શરીફનું સ્થાન

- સરહિન્દ શરીફ ભારતમાં, પંજાબ રાજયમાં ફતેહગઢ સાહિબ જિલ્લામાં આવેલું છે.
- સરહિન્દ શરીફથી આગળ, ફકત સાંઠ કિલોમીટર દૂર પંજાબનું વિખ્યાત શહેર અમૃતસર આવેલું છે.
- દિલ્હીથી સરહિંદ શરીફ લગભગ ૩૦૦ (ત્રણ સો) કિલોમીટર દૂર છે.
- સરહિન્દ શરીફના રેલવે સ્ટેશનથી રોઝહ શરીફ લગભગ પાંચ કિલોમીટર દૂર છે.
- ફતેહગઢ સાહિબ રેલવે સ્ટેશનથી રોઝહ શરીફ ફકત એક કિલોમીટર દૂર છે અને સ્ટેશનથી રોઝહ શરીફનો ગુંબદ સાફ નઝર આવે છે.
- અમૃતસર જતી અને અમૃતસરથી આવતી મોટા ભાગની ટ્રેઈનો સરહિન્દ સ્ટેશને થોભે છે. ફતેહગઢ સાહિબ સ્ટેશને અમુક જ ટ્રેઈનો થોભે છે.
- દિલ્હીથી સરહિન્દ શરીફ જવા માટે ટ્રેઈનો, લકઝરી બસો, ટેક્ષીઓ વગેરે વાહનો મળી શકે છે.
- પશ્ચિમ એક્ષપ્રેસ વગેરે મુંબઈથી અમૃતસર જતી–આવતી ટ્રેઈનોમાં ગુજરાતવાસીઓ આસાનીથી સીધા સરહિન્દ શરીફ જઈ શકે છે અને ત્યાંથી આવી શકે છે.

## સરહિન્દ શરીફની સ્થાપનાનો ટૂંકો ઈતિહાસ

- હિન્દી ભાષામાં સરહન્દનો અર્થ વાઘોનું વન થાય છે.
- આશરે આઠસો વરસ પહેલાં સરહિન્દ શરીફ ગાઢ જંગલ હતું. અને

એમાં વાઘ, સિંહ વગેરે વિકરાળ પશુઓ રહેતા હતા એટલે એનું નામ સહરન્દ (સરહિન્દ) પડયું હતું.

- હિજરીસન ૭૬૦ (ઈસ્વીસન ૧૩૫૮)માં સુલતાન ફીરોઝશાહ તુગલકે અઢળક નાણાં ખર્ચ કરીને આ જંગલને સાફ કરાવીને અહીં શહેરની સ્થાપના કરી હતી.
- આ મહા ભારે કામને અંજામ આપવાની જવાબદારી સુલતાન ફીરોઝશાહ તુગલકે એમના પીર હઝરત સય્યિદ જલાલુદ્દીન બુખારી ઉર્ફે મખ્દૂમ જહાંનિયાં જહાંગશ્ત રહમતુલ્લાહિ અલયહિના ખલીફા અને દામાદ હઝરત ઈમામ રફીઉદ્દીન રહિમહુલ્લાહુને સોંપી હતી.
- હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ આ ભારે કામને ઘણી કુશળતાથી કર્યું અને અહીં શહેરની સ્થાપના કરીને પોતે પણ અહીં જ વસી ગયા.
- એ હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ અહીંના કુતુબનો મર્તબહ અતા ફરમાવ્યો હતો.
- એમનો ઈન્તિકાલ પણ અહીં જ થયો હતો અને એમનો મઝાર શરીફ પણ અહીં જ છે જેની વિગતો ઈન્શા અલ્લાહ આગળ આવશે.
- એમની છટ્ઠી નસલ (પેઢી, વંશ)માં હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેસાની શૈખ અહમદ સરહિન્દી, ફારૂકી રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ થયો હતો.

## સરહિન્દ શરીફની ફઝીલત

[૧]

હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ કુદિસ સિર્રુહૂ આ શહેરની ફઝીલત અને બુઝુર્ગી વિષે લખે છે :

‘‘આજે સરહિંદ શરીફની ઝમીન ફુયૂઝ અને અનવારની

વિપુલતા અને અસરાર (ભેદો)ના જાહેર થવાના કારણે હિન્દુસ્તાન અને વિદેશીઓ માટે રશ્ક (ઈર્ષા) (ની જગા) છે.''

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૧, મકતૂબ : ૮૦]

**[૨]**

એક બીજા મકતૂબમાં હઝરત ઉર્વતુલ વુસ્કા (રહ.) લખે છે :

- બેશક, આજે હક જલ્લો અલા (અલ્લાહ)ના તલબગારોની ઉમ્મીદની આંખો આ અનવારથી ભરપૂર મઝાર પર લાગેલી છે અને ઉલૂમ અને અસરારથી ફૈઝયાબ થવું આ દેશમાં આ સરઝમીનની સાથે સંબંધિત છે.
- સરહિંદ શરીફની સરઝમીન જોકે જાહેરમાં હિન્દુસ્તાન સાથે સંબંધ ધરાવે છે, પરંતુ જન્નતનો બાગ અને વિલાયતની બારી છે, બલકે વિલાયતની ઈર્ષા છે.
- ત્રણે વિલાયતો (વિલાયતે અવલિયા, વિલાયતે મલાઈકહ અને વિલાયતે અમ્બિયા અલયહિમુસ્સલામ)નું અહીં મર્કઝ છે.
- કમાલાતે નુબુવ્વત અને વિરાષત અહીં જલ્વહગર છે.
- અસરારે ખુલ્લત અને મુહબ્બત એ જ મકામમાં જાહેર છે.
- કઅ્બએ હસનહના અનવાર એ સરઝમીનમાં જાહેર છે.
- એની માટીને મદીનહ મુનવ્વરહની માટી સાથે ગૂંદવામાં આવી છે.

['મકતૂબાતે મઅસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૮૧]

**હાઈ-વેના મુખ્ય દરવાજાથી મુખ્ય રોઝહ શરીફના મુખ્ય દરવાજા સુધી આવેલી ઈમારતો**

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર અને રોઝહ શરીફ જમીનના એક અતિ વિશાળ વિસ્તારમાં આવેલો છે.
- એ વિસ્તારમાં બીજા પણ અનેક મુબારક મઝારો અને રોઝાઓ આવેલા છે.

- એ વિસ્તારની ચારે તરફ દીવાલોનું ચણતર કરીને સુરક્ષિત કરેલો છે.
- એ વિસ્તારમાં પશ્ચિમ દિશામાં હાઈ–વે આવેલો છે જે ઉત્તરથી દક્ષિણ દિશા તરફ જાય છે.
- રોઝહ શરીફના વિસ્તારમાં દાખલ થવા માટે હાઈ–વેની બરાબર સામે, શાહી ઝમાનાનો ખૂબ ઊંચો અને વિશાળ દરવાજો બનાવેલો છે.
- હાઈ–વેથી બરાબર પૂર્વ દિશામાં દૂર મુખ્ય રોઝહ શરીફ છે.
- હાઈ–વેથી રોઝહ શરીફ તરફ પૂર્વ દિશામાં જતા રસ્તાની બન્ને બાજુએ આવેલી ઈમારતોની વિગતો નીચે પ્રમાણે છે :

(૧) લગભગ અરધા અંતર સુધી રસ્તાની બન્ને બાજુએ મુસાફરોના રહેવા માટે હુજરાઓ (કમરા, Rooms)છે અને તેની સાથે ટોઈલેટ, બાથરૂમ વગેરે જરૂરી સગવડો છે.

(૨) લગભગ અરધા અંતરે પહોંચ્યા પછી એ રસ્તો ત્રણ દિશામાં વિભાજિત થઈ જાય છે :

**પૂર્વ દિશામાં મુખ્ય રોઝહ શરીફ તરફ જતાં રસ્તા પર આવેલી ઈમારતો અને મઝારો** (વિભાગ, ગ્રુપ : ૧)

☐ એ રસ્તાની ડાબી બાજુએ (ઉત્તર દિશામાં) ખાદિમોના મકાનો, જૂનો (હવે વપરાશ બંધ હોવાથી પાણી વગરનો) હોઝ અને હોઝ પછી રાંધવા અને જમવા માટે લંગરખાનું છે.
તે પછી મુખ્ય મઝાર શરીફ છે.

☐ એ રસ્તાની જમણી બાજુએ મુખ્ય ખાદિમ મર્હૂમ સય્યિદ યહ્યા સાહબ રહમતુલ્લાહિ અલયહિનું મકાન છે.
એ મકાન પછી વિશાળ મસ્જિદ છે. (વિભાગ, ગ્રુપ : ૨)

☐ **ડાબી તરફ (ઉત્તર દિશામાં) જતાં રસ્તા પર આવેલી ઈમારતો**

એ રસ્તા પર આસપાસના વિસ્તારમાં :

- અફઘાનિસ્તાનના બાદશાહના એલચીનો મઝાર (વિભાગ, ગ્રુપ : ૩)
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો રોઝહ શરીફ અને તેમાં આવેલા મઝારો, મસ્જિદ વગેરે (વિભાગ, ગ્રુપ : ૪)
- હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો રોઝહ શરીફ અને મઝારો (વિભાગ, ગ્રુપ : ૫)
- હઝરત ખ્વાજા મુહમ્મદ સિદીક ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુનો મઝાર શરીફ અને કબરો (વિભાગ, ગ્રુપ : ૬)
- હઝરત મુહમ્મદ યહ્યા રહિમહુલ્લાહુની ઈમારતો (વિભાગ, ગ્રુપ : ૭)
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો રોઝહ શરીફ, કબરો, મસ્જિદ વગેરે ( વિભાગ, ગ્રુપ : ૮)
- એ ઉપરાંત બીજા પણ મઝારો આવેલા છે.

☐ **જમણી તરફ (દક્ષિણ દિશા તરફ) જતાં રસ્તા પર આવેલી ઈમારતો**

એ રસ્તા પર, આસપાસના વિસ્તારમાં :

હઝરત ખ્વાજા સયફુદ્દીન ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)નો રોઝહ શરીફ અને મઝારો વગેરે છે (વિભાગ, ગ્રુપ : ૯)

**હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના રોઝહ શરીફના સંકૂલના બહાર દૂર આવેલા મઝારો**

(૧) હઝરત ઈમામ રફીઉદ્દીન (રહ.)નો મઝાર (વિભાગ, ગ્રુપ : ૧૦)
(૨) હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના વાલિદહ સાહિબાનો મઝાર (વિભાગ, ગ્રુપ : ૧૦)
(૩) હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબનો મઝાર (વિભાગ, ગ્રુપ : ૧૧)
(૪) અમ્બિયાએ કિરામ (અલૈ.)ના મઝારો (વિભાગ, ગ્રુપ : ૧૨)

# એક મશહૂર નઅત શરીફ

## [૧] મૂળ અરબી અશઆર

વ અહ–સ–ન મિન–ક લમ ત–ર કત્તુ અયની,
વ અજ–મ–લ મિન–ક લમ તલિદિન નિસાઅઉ.

ખુલિક–ત મુબર્રઅમ્મિંગ કુલ્લિ અયબિન,
ક અન્ન–ક કદ ખુલિક–ત કમા તશાઉ.

– હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

જોયા નથી કદી મારી આંખે, કોઈ આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી નારી કૂખે, કોઈ આપ કરતાં જમીલતર.
પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

Staircase to Roza e Imam e Rabbani R.A.




(1) Imam e Rabbbani Hazrat Mujaddid Alf Sani Shaikh Ahmed R.A.

## બીજો વિભાગ

# મુખ્ય રોઝહ શરીફના માળ ઉપર અંદરના ભાગે આવેલા મુબારક મઝારો

### મુખ્ય રોઝહ શરીફના નિર્માણનો ઈતિહાસ

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક સાહબ રહમતુલ્લાહિ અલયહિનો હિજરીસન ૧૦૨૫ માં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં જ ફકત ૨૪ (ચોવીસ) વરસની ભરયુવાનીમાં ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપ રહમતુલ્લાહિ અલયહિ જાહેરી ઈલ્મમાં પ્રખર વિદ્વતા અને બાતિની, રૂહાની ઈલ્મમાં ઘણો બુલંદ મકામ ધરાવતા હતા.
- આપના ઈન્તિકાલથી હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને સખત આઘાત થયો.
- આપે આપના આ ખૂબ જ વહાલા ફરઝંદને પોતાની હવેલીના સહનમાં જ દફન કર્યા.
- ઘણાં લાંબા સમય સુધી આપની મુબારક કબર કાચી રહી.
- તે પછી હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના પાક દિલમાં આ વિચાર આવ્યો કે, મારા ફરઝંદની કબર ઈમારતોની વચ્ચે આવેલી છે, એટલે બેહતર આ છે કે હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સાલમની તાબેદારી કરીને એ કબર ઉપર ગુમ્બદ બનાવવામાં આવે.

કારણ કે હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલામના વિષે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુની રિવાયત છે કે :

"જે મકામ પર (જે જગાએ) આ હઝરાત (અમ્બિયા અલયહિમુસ્સલામ)ની વફાત થાય છે તે જ જગાએ તેમને દફન કરવામાં આવે છે. એ જ કારણ છે કે, અમ્બિયા અલયહિમુસ્સલામની કબરો પર ઈમારતો છે."

આપે હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલાતુ વસ્સલામની તદફીન (કબરો)થી આ અર્થ તારવ્યો છે કે જો કબર વસ્તી અને આબાદીમાં હોય તો તેના પર ઈમારત બનાવવું બેહતર છે. અને જો સહરા (રણ, ઉજજડ પ્રદેશ)માં હોય તો ઈમારતો બનાવવું બેહતર નથી.

આ કારણે હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુએ પોતાના સાહબઝાદહ મુહમ્મદ સાદિક (રહ.)ના મઝાર પર ગુન્બદ બનાવ્યો.

## ગુન્બદના મઝારો

- ગુમ્બદના વચમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.)ની કબર છે.
- નવ વરસ પછી આપના હઝરત વાલિદ માજિદ (હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ) આપની બાજુમાં પશ્ચિમ દિશા તરફ દફન થયા.
- અને ૪૫ (પિસ્તાલીસ) વરસ પછી આપના (હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક સાહબ) રહમતુલ્લાહિ અલયહિના નાના ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ આપના (હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ )ની બાજુમાં પૂર્વ દિશામાં દફન થયા.

['મકામાતે ખૈર' (ઉર્દૂ) પાનું : ૬૩
લેખક : હઝરત શાહ અબૂલ હસન ઝૈદ ફારૂકી (રહ.)]

- મજકૂર ત્રણે બુઝુર્ગોનો અને બીજા મઝારોના બુઝુર્ગોનો ટૂંકો પરિચય નીચે પ્રમાણે છે :

[૧]

## હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલફેષાની શયખ અહમદ ફારૂકી સરહિન્દી રહમતુલ્લાહિ અલયહિ

### મઝારનું સ્થાન

મુખ્ય રોઝહ શરીફમાં માળ ઉપર, મુખ્ય ખંડમાં, દાખલ થતાં જ ડાબી તરફ (પશ્ચિમ દિશા) તરફ સૌથી પહેલો મઝાર શરીફ આપનો છે. (જુઓ તસવીર નંબર :     )

### નામ અને નસબ (વંશ)

- આપ રહમતુલ્લાહિ અલયહિનું મુબારક નામ અહમદ છે.
- આપના માનવંત પિતાજીનું નામ મખ્દૂમ અબ્દુલ અહદ છે.
- આપનો નસબ શરીફ (પવિત્ર વંશ) અઠ્ઠાવીસ વાસ્તાથી અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ સુધી પહોંચે છે.
- એટલે આપ રહમતુલ્લાહિ અલયહિ ફારૂકી છે.

### આપ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ

- આપ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ સાહબ (માનવંત પિતાજી) હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ ઘણાં મોટા આલિમ અને ચિશ્તિયા સિલસિલાના મોટા સાહિબે નિસબત બુઝુર્ગ હતા.
- હઝરત શયખ અબ્દુલ કુદ્દૂસ ગંગોહી રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત રુકનુદ્દીન રહિમહુલ્લાહુના ખલીફા હતા.
- કાદિરિય્યહ તરીકામાં પણ આપને ખિલાફત મળી હતી.
- આપ રહમતુલ્લાહિ અલયહિ દીનના જાહેરી ઈલ્મનું શિક્ષણ પણ આપતા હતા અને મુરીદોને બાતિની (રૂહાની) ફયઝ પણ આપતા હતા.

## હઝરત મુજદ્દિદ સાહબના જન્મ પહેલાં વાલિદ સાહબે જોયેલો ખ્વાબ

હઝરત મુજદ્દિદ સાહબના જન્મ પહેલાં આપના વાલિદ સાહબ (પિતાજી)એ એક અજીબ ખ્વાબ જોયો કે :

- આખી દુનિયામાં અંધકાર છવાયેલો છે.
- ભૂંડ (ડુક્કર), વાંદર અને રીંછ લોકોને હલાક કરી રહ્યા છે !
- એકાએક મારા (વાલિદના) સીનામાંથી એક નૂર જાહેર થયું !
- તેમાં એક તખ્ત હતો અને તેના પર એક શખ્સ તકિયો (ટેક) લગાવીને બેઠાં છે !
- તેમના સામે તમામ ઝાલિમો અને કાફિરો તેમજ બેદીનોને ઘેટાં–બકરાંની જેમ ઝબહ (વધ) કરવામાં આવી રહ્યા છે !
- અને કોઈ શખ્સ મોટા અવાજે કહી રહ્યો છે :

جَآءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ ط اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ط
(سورۂ بنی اسرائیل:۸۱)

**'જા–અલ– હક્કુ વ ઝ–હ–કલ બાતિલુ,**
**ઈન્નલ બાતિ–લ કા–ન ઝહૂકા'**

**અર્થ** :

સત્ય (દીન) આવ્યું અને અસત્ય (કુફ્ર) નીકળી નાઠું. બેશક, અસત્ય તો એમ જ નીકળી નાસનાર છે.

સવારે હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ (રહ.)એ આ ખ્વાબની તાબીર (સંકેતાર્થ) હઝરત શાહ કમાલ કેથલી રહિમહુલ્લાહુને પૂછી.

તેમણે ફરમાવ્યું કે :

''તમારે ત્યાં એક છોકરો પેદા થશે. તેનાથી કુફ્ર અને

બિદઅતનો અંધકાર દૂર થશે.''

## મુબારક જન્મ

આપનો મુબારક જન્મ ૧૪ મી શવ્વાલ, હિજરીસન ૯૭૧ માં જુમ્અહના દિવસે અરધી રાતે થયો.

## જાહેરી ઈલ્મ મેળવાની વિગતો

- ઘણી નાની ઉંમરમાં આપે કુર્આને મજીદ હિફ્ઝ કરી લીધું.
- તે પછી કિતાબો પઢવાનું શરૂ કર્યું.
- મોટા ભાગની કિતાબો પોતાના વાલિદ સાહબ પાસે પઢી.
- તસવ્વુફની કિતાબો પણ પોતાના વાલિદ સાહબથી જ પઢી.
- હદીષ શરીફની કિતાબોની સનદ હઝરત શયખ યાકૂબ કશમીરી રહમતુલ્લાહિ અલયહિ પાસે મેળવી.
- તે ઝમાનાના એક મુકદ્દસ આલિમ હઝરત કાઝી બલહુલ બદખ્શાની રહમતુલ્લાહિ અલયહિથી હદીષ શરીફ અને તફસીરનો દર્સ લીધો અને સનદ મેળવી.

## તરીકતનો ઈલ્મ મેળવવાની વિગતો

### (૧) ચિશ્તિય્યહ તરીકાની ખિલાફત

પહેલાં આપે ચિશ્તિયા તરીકામાં પોતાના માનવંત વાલિદ સાહબ (પિતાજી)થી બયઅત કરી અને એનો સુલૂક પૂર્ણ કર્યો, અને ખિલાફતથી મુશર્રફ થયા.

### (૨) કાદિરિય્યહ તરીકાની ખિલાફત

તે પછી કાદિરિય્યહ તરીકાની બયઅત અને તાલીમ પણ પોતાના વાલિદ સાહબથી મેળવી પરંતુ ખિલાફતનો ખિરકહ હઝરત શાહ કમાલ કેથલી રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત

શાહ સિકન્દર પાસે મેળવ્યો.

### (૩) નકશબંદિય્યહ તરીકાની ખિલાફત

- ફકત ૧૭ વરસની ઉંમરે આપ જાહેરી અને બાતિની કમાલાત (ખૂબીઓ)થી સંપન્ન થઈને આપે પોતાના વાલિદ સાહબની હયાતીમાં જ શિક્ષણ આપવાનું શરૂ કરી દીધું હતું.
- આ સર્વ છતાં નકશબંદી તરીકાના કમાલાતની તલબ આપના મુબારક દિલમાં ઉછાળા મારતી હતી.

### હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની પહેલી મુલાકાત

- હિજરીસન ૧૦૦૭ માં આપના વાલિદ સાહબના ઈન્તિકાલ બાદ આપ હજના ઈરાદાથી સરહિન્દ શરીફથી રવાના થઈ દિલ્હી પહોંચ્યા.
- ત્યાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની શોહરત સાંભળી તેમની ખિદમતમાં મુલાકાત માટે હાજર થયા.
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુએ આપને ફરમાવ્યું કે :

  "હજજ બન્ને જહાનની સઆદતનો ઝરીઓ છે પરંતુ જો કોઈ રુકાવટ ન હોય તો કમથી કમ એક મહિનો અથવા એક હફતો (સપ્તાહ) મારી સુહબતમાં રહો."
- હઝરતે આ દરખાસ્ત કબૂલ કરી લીધી.
- હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ અઢી મહિના આપની સુહબતમાં રહ્યા.
- આ ટૂંકી મુદતમાં નકશબંદિય્યહ તરીકાની નિસબત આપને સંપૂર્ણ હાસિલ થઈ ગઈ.
- તે પછી આપ સરહિન્દ શરીફ પાછા ગયા.

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની બીજી મુલાકાત

- અમુક સમય પછી આપ રહમતુલ્લાહિ અલયહિ ફરી પાછા દિલ્હી પોતાના પીરો મુરશિદની ખિદમતમાં તશરીફ લાવ્યા.
- આ વખતે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપને ખિલાફત અતા ફરમાવી.
- તે પછી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ લોકોને બયઅત કરવાનું બંધ કર્યું અને ફરમાવ્યું કે :

  ''શયખ અહમદ સૂર્ય છે અને આપણે તારાઓની જેમ એમની રોશનીમાં વિલીન થઈ ગયા છીએ.''
- હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુના બે સાહબઝાદાઓ (અબ્દુલ્લાહ અને ઉબૈદુલ્લાહ) હજુ નાના દૂધ પીતા બાળકો હતા.
- હઝરત ખ્વાજા રહિમહુલ્લાહુએ તે બન્ને પર અને તેમની માતાઓ પર ગાઈબાનહ તવજ્જુહ હઝરત ઈમામે રબ્બાની રહમતુલ્લાહિ અલયહિ પાસે અપાવી જેની અસર પણ તત્કાલ જાહેર થઈ.
- તે પછી આપ ફરી પાછા સરહિન્દ શરીફ તશરીફ લઈ ગયા.

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ત્રીજી મુલાકાત

- કેટલીક મુદ્દત પછી આપ ફરી પાછા દિલ્હી તશરીફ લાવ્યા.
- પીરો મુરશિદની ખિદમતમાં કેટલોક સમય રોકાઈને, આપ ફરી પાછા સરહિન્દ શરીફ તશરીફ લઈ ગયા.
- તે પછી પીરો મુરશિદનો ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## તજદીદ (નવનિર્માણ)નું કામ

- આપના મકતૂબાત શરીફ (મુબારક પત્રો) ઈલ્મે શરીઅતમાં અને ઈલ્મે

તરીકતમાં ઉમ્મતના માટે માર્ગદર્શક છે અને મશાલનું કામ આપે છે.

- અકબર બાદશાહના ઝમાનામાં શરીઅતમાં અને તરીકતમાં લોકોએ જે ખરાબીઓ દાખલ કરી લીધી હતી તેને આપે શરીઅતની દલીલો વડે અને રૂહાની નૂરના પ્રભાવ વડે અલ્લાહ તઆલાના ફઝલથી દૂર કરી દીધી.
- આપે જે નવા (જદીદ) મઆરિફ ફરમાવ્યા તેને સમજવા માટે મોટા મોટા અવલિયા હયરાન રહી ગયા પરંતુ આપે જે મકામો જણાવ્યા હતા તેના પર પોતાના તાલિબોને પહોંચાડી દીધા અને તેના હાલાતનો અનુભવ કરાવી દીધો.
- મુજદ્દિદી સિલસિલાના હઝારો સાલિહો અને આલિમોએ એ મકામો અને હાલાતનું સમર્થન કર્યું છે.
- એ જ કારણે આપને મુજદ્દિદ કહેવામાં આવે છે.

## કિયામત સુધીના મુરીદો વિષે માહિતી

આપ ફરમાવે છે કે :

‘‘મારા સિલસિલામાં કિયામત સુધી જે મુરીદો થશે તેમના નામો, સૂરતો (ચહેરાઓ) અને તેમની રહેવાની જગાઓ અલ્લાહ તઆલાએ મને બતાવી દીધી છે.’’

અને કેટલીયે વાર આ પણ ઈલ્હામ થયો છે કે :

‘‘હે શયખ અહમદ ! જે કોઈએ તારી ઝાતની સાથે વાસ્તો પકડયો તેને અમે બખ્શી દીધો.’’

[‘મેઅયારુસ્સુલૂક’, વિભાગ : ૭, પ્રકરણ : ૪]

## ઈન્તિકાલ

આપનો ઈન્તિકાલ ૨૭ મી સફર, હિજરીસન ૧૦૩૪ ના રોજ ૬૩ (તેસઠ) વરસની ઉંમરે થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

**આપ રહમતુલ્લાહિ અલયહિના જીવનચરિત્રની કિતાબ : 'મિલ્લતના નિગહબાન'**

'મિલ્લતના નિગહબાન' : નકશબંદી ઔલિયા ગ્રંથમાળાના ચોથા ગ્રંથમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહનું ૬૪૦ પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાએ લખ્યું છે તે રસ ધરાવનારા વાચકોને વાંચવા ગુઝારિશ છે.

[૨]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ

**મઝારનું સ્થાન**

- મુખ્ય રોઝહ શરીફમાં માળ ઉપર મુખ્ય ખંડમાં ચાર મઝારો છે.
- ડાબી બાજુથી જમણી તરફ (પશ્ચિમ દિશાથી પૂર્વ દિશા તરફ) બીજો મઝાર હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિનો છે.

**જન્મ**

આપ હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા. આપ મહાન ઔલિયા પૈકી હતા. આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૦૦ (એક હઝાર)માં સરહિંદ શરીફમાં થયો હતો.

**બાળપણથી જ વિલાયતના અનવાર જાહેર થતા હતા**

બાળપણથી જ આપની મુબારક પેશાનીથી સઆદત (સૌભાગ્ય)ની નિશાનીઓ તેમજ વિલાયતના અનવાર જાહેર થતા હતા. આપના માનવંત દાદા સાહબ હઝરત શયખ અબ્દુલ અહદ

રહમતુલ્લાહિ અલયહિએ બાળપણથી જ આપને પોતાની તાલીમ અને તરબિયતમાં રાખ્યા.

હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

મારા વાલિદ સાહબ રહિમહુલ્લાહુ ફરમાવ્યા કરતા હતા કે :

"તમારો આ છોકરો મને હકાઈક અને મઆરિફની એવી એવી અજીબ વાતો પૂછતો રહે છે કે તેનો જવાબ મુશ્કેલીથી આપી શકાય છે."

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)ની ખિદમતમાં

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ જમાદિલ આખર, હિજરીસન ૧૦૦૮ માં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા. હઝરત મુહમ્મદ સાદિક પણ આપની સાથે હતા. ત્યારે આપની ઉંમર માત્ર આઠ વરસની હતી. હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની નઝરે કુબૂલિય્યતમાં આવીને ઝિક્ર અને મુરાકબહ તથા જઝબહ અને નિસબતથી મુશર્રફ થયા.

નાની ઉંમરના હોવા છતાં આપને એવા કમાલાત નસીબ થયા કે જેવા હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં ઘણાં લાંબા સમયથી રહેતા સાલિકોને નસીબ થતા હતા. ત્યારે એવું માલૂમ પડતું હતું કે સાત વરસનો આ છોકરો, જેને સુલૂકમાં કદમ મૂકયાને થોડો જ સમય થયો છે, ઘણો આગળ નીકળી ચૂકયો છે.

## આઠ વરસના બાળકના મકામથી પચાસ વરસના દુરવેશ દંગ થઈ ગયા !

એક દુરવેશે સુલૂકની તકમીલ કરીને પોતાના કામિલ શયખથી

ખિલાફત હાસિલ કરી. તે પછી તે દુરવેશ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયો. તેણે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ સમક્ષ પોતાના હાલાત અર્ઝ કર્યા. તે પછી કહ્યું કે :

> "અગર આપની પાસે પણ એ જ સર્વ કાંઈ છે જે હું હાસિલ કરી ચૂકયો છું તો આપને શા માટે તકલીફ આપું ? અને જો એના કરતાં કંઈ વધારે છે તો આપથી (બયઅત થઈને) ફાયદો હાસિલ કરું."

(એના જવાબમાં) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિને બોલાવીને તેમનાથી અહેવાલ પૂછવાના શરૂ કર્યા. તો આપે માત્ર આઠ વરસની ઉંમરમાં પોતાના એવા હાલાત બયાન કર્યા કે જે આ પચાસ વરસના શયખ (દુરવેશ)ના કરતા કયાંય વધારે હતા !

આપના હાલાત સાંભળીને પેલો દુરવેશ ઘણો શરમિંદહ થયો અને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી ફાયદો હાસિલ કરવા માટે હકારમાં શિર ઝુકાવી દીધું.

['ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૦૧]

## કશ્ફે કુલૂબ અને કશ્ફે કુબૂર

હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ બાળપણથી જ કશ્ફે કુલૂબ (દિલના હાલાત જાણી લેવા) અને કશ્ફે કુબૂર (કબરના હાલાત જાણી લેવા)માં અત્યંત ઉચ્ચ નઝર ધરાવતા હતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ ઉમૂરે કવનિય્યહ (ભવિષ્યમાં થનારી બાબતો) વિષે આપથી પૂછયા કરતા હતા. હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ પોતાના કશ્ફના

ઝરીઆથી એનો જવાબ આપતા.

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ આપને કબરો પર લઈ જઈને મુર્દાઓના હાલાત પૂછતા તો પણ આપ તત્કાળ જે કંઈ કબરમાં જોતાં તે બયાન કરી દેતા હતા.

['રવઝતુલ કય્યૂમિય્યહ', પાનું : ૨૮૧]

હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિના ચાચા અર્થાત હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ભાઈ શયખ મસઊદ વેપારની નિય્યતથી કંદહાર (અફઘાનિસ્તાન)ની તરફ રવાના થયા. હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ આપને વિદાય કરવા માટે આપના માનવંત દાદા સાહબ શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના મઝાર સુધી ગયા.

દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝાર પર એક મિનિટ મુરાકબહ કરવા બાદ આપે ફરમાવ્યું કે :

"દાદા જાન (કબરમાંથી) ચાચા સાહબને આ સફર કરવાથી મના ફરમાવે છે."

તે વખતે આપ બાળક હતા અને બાળક સમજીને આપની વાત પર ચાચા સાહબે કંઈ વિચાર ન કર્યો અને સફરે રવાના થઈ ગયા.

છેવટે ચાચા સાહબ શયખ મસઊદનો એ જ સફરમાં ઈન્તિકાલ થયો. ['ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૦૯]

## જાહેરી અને બાતિની બન્ને ઉલૂમમાં નિષ્ણાત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ જે જમાઅતને બાતિની તરબિયતના માટે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને સોંપી હતી તેમાં હઝરત મુહમ્મદ સાદિક

રહમતુલ્લાહિ અલયહિ પણ હતા. અને આખી જમાઅતમાં બહેતર હતા. બાદમાં પોતાના માનવંત વાલિદ સાહબના ફયઝે તરબિયતથી કમાલ અને અકમાલ સુધી પહોંચ્યા. અને :

**'અલ વ–લ–દુ સિર્રુન લિ અબીહિ'**

[પુત્ર પોતાના પિતાના ભેદોનો જાણકાર હોય છે.]

ના પૂરેપૂરા લાયક સાબિત થયા.

સૌથી વધારે નવાઈની વાત આ છે કે બાળવયમાં આ ગલ્બહ હોવા છતાં દીની તાલીમથી પણ ફરાગત હાસિલ કરી.

ઉલૂમે અકલિય્યહ ❶ અને ઉલૂમે નકલિય્યહ ❷માં નિષ્ણાત થયા. ઈલ્મ હાસિલ કરવા બાદ તાલીમ અને તદરીસ (શિક્ષણ આપવામાં) પણ મશગૂલ રહ્યા.

આપે અરબી ભાષાનું જ્ઞાન શયખ મુહમ્મદ તાહિર લાહોરી રહમતુલ્લાહિ અલયહિથી અને ઉલૂમે હિકમિય્યહ (હિકમતનું જ્ઞાન) મૌલાના મુહમ્મદ માસૂમ કાબુલી રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યું અને ૧૮ (અઢાર) વરસની ઉંમરમાં જાહેરી ઉલૂમથી ફારિગ થઈ ગયા.

['નુઝહતુલ ખવાતિર', ૫ / ૩૩૬)

**<u>આપની વાતની અસર</u>**

એક દુરવેશનું બયાન છે કે :

મેં એક દિવસે પોતાના એક પડોશીના વિષે સાહબઝાદહ

---

❶ **ઉલૂમે અકલિયહ** : અક્કલ વડે મેળવવામાં આવતો ઈલ્મ જેવા કે : તત્ત્વજ્ઞાન (ફિલસૂફી), તર્કશાસ્ત્ર (લોજીક)...વગેરે.

❷ **ઉલૂમે નકલિયહ** : એકથી બીજાને નકલ થતો આવેલો, રિવાયત થયેલો ઈલ્મ : હદીષ શરીફ...વગેરે.

મૌસૂફ (હઝરત મુહમ્મદ સાદિક)થી શિકાયત કરી અને પોતાની પરેશાની જાહેર કરી અને કહ્યું કે :

"અગર આપ તે લોકો (પડોશીઓ)ને ચેતવણી આપો તો સારું છે."

આ સાંભળીને આપે એક ઠંડી આહ ભરી અને ફરમાવ્યું :

"હે શખ્સ ! જો અમે પણ દુશ્મનીનો રસ્તો અપનાવીએ તો અમારામાં અને અહલે રસ્મ (ચીલા ચાલુ લોકો)માં શું તફાવત રહેશે ?"

પેલા દુરવેશનું બયાન છે કે :

"આ વાત આપે મુબારક ઝબાનથી કંઈ એવી તાસીરની સાથે અદા ફરમાવી કે હું મારી ગુઝારિશ અને શિકાયત પર અફસોસ અને પસ્તાવો કરવા લાગ્યો. અને પડોશીના તરફ (મારા દિલમાં) જે કીનો (કપટ, દ્વેષ) હતો તે ચાલી ગયો."

['ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૦૩]

## ફનાઈય્યતની નિશાનીઓ આપના મુબારક ચહેરાથી જાહેર થતી હતી

ફનાઈય્યતની નિશાનીઓ અને દુનિયાના અયશથી નિર્લેપતા આપના મુબારક ચહેરાથી જાહેર થતી હતી. એ કયફિયતની અસર બીજાઓ પર પણ થતી હતી.

કેટલાક રઈસો, ધનવાનો આપની મજલિસમાં પહોંચવા પછી કહ્યા કરતા હતા કે :

"જેવા જ આ જુવાનને અમે જોઈએ છે, કે તરત જ અમારા દિલ દુનિયાથી ઠંડા થઈ જાય છે (અર્થાત દુનિયાની ચાહત ઠંડી થઈ જાય છે.)"

## હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની શફકત અને મરહમત

હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની શફકત અને મરહમત હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિના હાલ પર એટલા વધારે પ્રમાણમાં હતી કે એક વખતે હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિને સખત તાવ આવ્યો. અને દિવસો સુધી બન્નેને તાવમાંથી શિફા ન મળી. છેવટે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું કે :

"અમારો તાવ ઈન્ઈકાસી (પ્રતિબિંબિત) છે. જયાં સુધી મુહમ્મદ સાદિક અહીં છે ત્યાં સુધી ન તેમનો તાવ ઉતરશે ન મારો. એટલે તેમને સરહિંદ રવાના કરી દો કે જેથી અમે બન્ને સારા થઈ જઈએ."

જેથી આપના હુકમનું પાલન કરવામાં આવ્યું. આપના રવાના થતાં જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો તાવ ઉતરી ગયો અને સમાચાર મળ્યા કે ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિનો તાવ પણ ઉતરી ગયો.

['હઝરાતુલ કુદસ' : ૨ / ૧૮૯]

## મકામે હયરતમાં ગર્ક

એક વખતે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુ વિષે લખ્યું કે :

"મુહમ્મદ સાદિક બાળપણથી જ પોતાને ઝબ્ત નથી કરી શકતા. જો સફરમાં મારી સાથે આવે છે તો ઘણી તરક્કી કરે છે.

દામને કોહ (પહાડની તળેટી)ના સફરમાં મારી સાથે હતો, ઘણી તરક્કી કરી અને મકામે હયરતમાં ગર્ક છે. હયરતમાં ફકીરની સાથે ઘણી મુનાસિબત ધરાવે છે.''

['મકતૂબાત શરીફ', દફતર અવ્વલ, મકતૂબ : ૧૮]

## એકવીસ વરસની ઉંમરે ખિલાફત હાસિલ થઈ

૨૧ (એકવીસ) વરસની ઉંમરે, જુમ્અહના દિવસે જમાદિલ આખર, ૧૦૨૧ ના રોજ ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની ખિલ્અતે ખિલાફતથી મુશર્રફ થયા અને ઈર્શાદ તથા તલકીનની આમ ઈજાઝત હાસિલ થઈ. હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપને પોતાનો ખાસ અબા (ઝભ્ભો) અર્પણ કર્યો. તે જ દિવસે એક મોટી જમાઅતે આપથી બયઅત અને મુસાફહ કર્યો. તે વખતે આપની મુબારક પેશાનીથી એક નૂર એવું પ્રગટ થયું કે વિશ્વને પ્રકાશિત કરનાર સૂરજ પણ તેના મુકાબલામાં ઝાંખો થઈ ગયો.

['હઝરાતુલ કુદસ', ભાગ : ૨, પાનું : ૧૯૧]

## આપના ઈલ્મની ઊંડાઈ

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત મૌલાના બદરુદ્દીન સરહિંદી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

- મુતવલ્લ (હાશિયએ મીર સહિત),
- શરહે અકાઈદ (હાશિયએ ખયાલી સહિત),
- યુકિલિડસ ના લખાણો,
- શરહે મુતાલિઅ (હાશિયએ મીર સહિત)

...વગેરે કિતાબો મેં આપ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતમાં પઢી.

આપ અર્થઘટનમાં ઘણાં ઊંડા જતા હતા અને જુદી જુદી રીતે અર્થ સમજાવતા હતા. કદી કદી પોતાના વિચારો કોઈ કિતાબ પર હાશિયા રૂપે લખતા હતા અને નાયાબ (અલભ્ય) તથા જદીદ (નવા) તારણો પોતાની આગવી કુદરતી પ્રતિભાથી રજૂ કરતા હતા.

['હઝરાતુલ કુદસ', ભાગ : ૨, પાનું : ૧૯૧]

## સરહિંદ શરીફની કુતુબિયત

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુએ મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)માં આપની પ્રશંસામાં ઘણાં વાકયો લખ્યા છે.

- એક જગાએ આપને 'મઆરિફના મજમૂઆ' ફરમાવ્યા છે.
- એક મકામ પર 'નુસ્ખએ મકામાતે જઝબહ વ સુલૂક' કહ્યા છે.
- ઉપરાંત ઈર્શાદ ફરમાવે છે કે :

"આ મકામ મારા ફરઝંદે અરશદને આપવામાં આવ્યો છે અને તેમની વિલાયતમાં દાખલ છે. ફકીર (હું) આ જગાએ મુસાફિરોની જેમ તેમની વિલાયતમાં બેઠો છું."

[અર્થાત સરહિંદ શરીફની કુતુબિયત ખ્વાજા મુહમ્મદ સાદિકની છે.] ['મકતૂબાત શરીફ', દફતર અવ્વલ, મકતૂબ : ૨૪૪]

## વફાત

જયારે સરહિંદ શરીફમાં પ્લેગના રોગનું જોર ઘણું વધી ગયું તો ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"વબા (આફત) કોઈ તર લુકમો ચાહે છે. જયાં સુધી હું ન જઈશ એ દૂર ન થશે."

જેથી આપને તાવ ચઢયો અને સોમવાર ૯, (નવ) રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિજરીસનના દિવસે ઈન્તિકાલ ફરમાવ્યો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.

નઝઅ (વફાત પહેલાંની હાલત)માં આપે ફરમાવ્યું કે :

"હવે અલ્લાહ તઆલા લોકો પરથી આ મુસીબત અને વબા દૂર ફરમાવી દેશે. જો મારા ઈન્તિકાલ બાદ કોઈ શખ્સ આ બીમારીમાં સપડાય તો મારું નામ લખીને તેના ગળામાં નાંખી દે અને એક છદામ (દમડી, પૈસાનો ચોથો ભાગ) મારા ઈસાલે સવાબ માટે ખુદાની રાહમાં આપી દે. અલ્લાહ તઆલા પોતાના ફઝલ અને કરમથી સંપૂર્ણ શિફા અતા ફરમાવશે."

જેથી ખરેખર આપના ઈન્તિકાલ બાદ કોઈ શખ્સ આ રોગ (પ્લેગ)માં સપડાતો તો આપનું મુબારક નામ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુ) લખીને તેના ગળામાં નાંખતાં જ સારો થઈ જતો.

('ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૦૫, ૩૦૬)

**કફન અને દફન**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપના કફન માટે ઉમદહ પહેરણ લિફાફહ (તરીકે) અને કમીસ તથા ઈઝાર, આદત મુજબ સગવડ કરી અને દફન કરવા માટે વિચારવા લાગ્યા કે, કયાં દફન કરવામાં આવે.

હુકમ થયો કે, હવેલીના સહનમાં, જયાં કેટલીક વેળા ખૂદ મખ્દૂમઝાદહ ત્યાં થોભતા હતા, ત્યાં દફન કરવામાં આવે. જેથી સહનમાં એક જગા નક્કી કરવામાં આવી. એ મકામની શરાફત અને બુઝુર્ગી હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના આ મકતૂબ (પત્ર)થી જાહેર થાય છે :

"મારા ફરઝંદે આઝમ (મોટા પુત્ર)ની વફાતથી થોડાં મહિના પહેલાં આ નૂર મારા પર જાહેર કરવામાં આવ્યું અને ફકીરના

(મારા) નિવાસ સ્થાનનો એક ખૂણો દર્શાવીને એક બુલંદ નૂર એવા પ્રકારનું દેખાડયું કે સિફત અને શાનની ગર્દ (ધૂળ)એ ખૂણાને લાગી ન હતી અને કૈફિયતથી ઉચ્ચ અને પર હતું.

એ વખતે એ ઈચ્છા પૈદા થઈ કે મને એ ઝમીનમાં દફન કરવામાં આવે અને એ નૂર મારી કબર પર ચમકતું રહે. આ વાતને મેં મારા ફરઝંદે આઝમ પર, જેઓ સાહિબે અસરાર (ભેદોના જાણકાર) હતા જાહેર કરી અને આ નૂર તેમજ (મારી) પેલી ઈચ્છા પણ જાહેર કરી.

સંજોગવશાત મર્હૂમ ફરઝંદ આ દૌલતમાં અગ્રતા મેળવી ગયા અને ખાકના પરદામાં જઈને નૂરમાં ગર્ક થઈ ગયા.

આ શહેર (સરહિંદ)ના માટે આ ઘણી મોટી શરાફતનું નિમિત્ત છે કે મારા ફરઝંદે આઝમ જેવા શખ્સ, જે અલ્લાહ તઆલાના મહાન અવલિયામાંથી છે, આ જગાએ આરામ કરે છે.''

('મકતૂબાત શરીફ', ભાગ : ૨, મકતૂબ : ૨૨)

## નાની ઉંમરમાં મોટી સિદ્ધિ

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

''મારા મર્હૂમ ફરઝંદ (ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ) હક સુબ્હાનહૂ વ તઆલાની આયતોમાંથી એક આયત (નિશાની) અને રબ્બુલ આલમીનની રહમતોમાંથી એક રહમત હતા. ૨૪ (ચોવીસ) વરસની ઉંમરમાં તેણે જે કંઈ મેળવ્યું તે કદાચ જ કોઈને પ્રાપ્ત થાય.''

મવલિયત (અધ્યાપન)ના પાયાને તથા અકલિયા અને નકલિયા ઉલૂમ (બૌદ્ધિક અને પારંપારિક વિદ્યા)ની તદરીસ (અધ્યાપન)ને પરિપૂર્ણતાની હદ સુધી પહોંચાડયો હતો. એમના

શાગિર્દો (શિષ્યો) બયઝાવી અને શરહે મવાકિફ વગેરે પઢાવવામાં ઉચ્ચ કક્ષાની કાબિલિયત ધરાવતા હતા.

એમની મઅરિફત અને ઈરફાનની હિકાયતો તેમજ શુહૂદ અને કશ્ફના કિસ્સાઓ બયાનથી પર છે.

('મકતૂબાત શરીફ', ભાગ : ૧, મકતૂબ : ૩૦૬)

## વિલાયતે મૂસવી અલયહિસ્સલામ

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે : "વિલાયતે મૂસવી અલયહિસ્સલામ❶ને અંતિમ બિંદુ સુધી પહોંચાડી હતી અને એ વિલાયતે ઉલિયા❷ના અજાઈબ અને ગરાઈબ બયાન કરતા રહેતા હતા."

(તેઓ) હંમેશા :

- ખાઝિઅ અને ખાશિઅ (તન્મય અને તલ્લીન)
- મુસ્તજી અને મુતઝર્રિઅ (દુઆ અને રુદનમાં મગ્ન)
- મુતઝલ્લિલ અને મુન્કસર (કાંપતા અને આજિઝી કરતા)

રહેતા હતા. અને કહ્યા કરતા હતા કે :

"દરેક વલીએ અલ્લાહ તઆલાથી એક ન એક ચીઝ માંગી છે; મેં ઈલ્તિજા અને તઝર્રુઅ (રુદન) માંગ્યું છે."

('મકતૂબાત શરીફ, ભાગ : ૧, મકતૂબ : ૩૦૬)

## આપની મુબારક ઔલાદ

---

❶ **વિલાયતે મૂસવી અલયહિસ્સલામ** સમજૂતી માટે જુઓ : 'મેઅયારુસ્સુલૂક, : 'દાઈરએ હકીકતે મૂસવી અલયહિસ્સલામ' પ્રકરણ

❷ **વિલાયતે ઉલિયા** :જુઓ : 'મેઅયારુસ્સુલૂક' : વિલાયતે ઉલિયાનું પ્રકરણ

આપની ઔલાદમાં માત્ર એક સાહબઝાદહ શયખ મુહમ્મદ હતા. જેમની ઔલાદનો સિલસિલો જારી છે.

('હદિયએ અહમદિયહ', પાનું : ૬)

[૩]

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત (રહ.)

**મઝારનું સ્થાન**

- મુખ્ય રોઝહ શરીફમાં, માળ ઉપર, મુખ્ય ખંડમાં ચાર મઝારો છે.
- ડાબી બાજુથી જમણી તરફ (પશ્ચિમ દિશાથી પૂર્વ દિશા તરફ) ત્રીજો મઝાર, હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહમતુલ્લાહિ અલયહિનો છે.

**જન્મ**

- આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના બીજા સાહબઝાદહ હતા.
- આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૦૫ માં સરહિન્દ શરીફમાં થયો હતો.

**બાળપણમાં જ હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની નિસબત મેળવી લીધી**

બાળપણથી જ હિદાયત અને વિલાયતની નિશાનીઓ આપની પેશાની (કપાળ)થી જાહેર થતી હતી.

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિ ઈરશાદ ફરમાવે છે કે :

"મુહમ્મદ સઈદ ચાર–પાંચ વરસના હતા ત્યારે બીમાર થયા. બીમારીના ગલબહ વખતે આપને પૂછવામાં આવ્યું કે :

"તમે શું ચાહો છો ? "

તેમની મુબારક ઝબાનથી બેઈખ્તિયાર (આપોઆપ) (આ શબ્દો) નીકળ્યા કે :

"હું ખ્વાજા (બાકી બિલ્લાહ)ને ચાહું છું ! "

મેં (હઝરત મુજદ્દિદ સાહબે) હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે જઈને આ બનાવની વાત કરી.

આપે (હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ)એ ઈરશાદ ફરમાવ્યો :

"તમારા મુહમ્મદ સઈદે રિન્દી અને હરીફી કરી અને ગાઈબાનહ મારાથી નિસબત મેળવી લીધી."

['હઝરાતુલ કુદસ' : ૨ / ૨૧૩, ૨૧૪]

## જાહેરી ઈલ્મના આપના ત્રણ મહાન ઉસ્તાદો

જાહેરી ઈલ્મ આપે ખાસ કરીને નીચે પ્રમાણે ત્રણ મહાન ઉસ્તાદો અને બુઝુર્ગો પાસે મેળવ્યો :

(૧) આપના વાલિદ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ પાસે
(૨) આપના મોટા ભાઈ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક (રહ.) પાસે
(૩) ઉસ્તાઝુલ ઉલમા વલ મશાઈખ હઝરત મૌલાના મુહમ્મદ તાહિર લાહોરી રહમતુલ્લાહિ અલયહિ પાસે.

- આપ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મહાન ખલીફા હતા.
- મોટા મોટા આલિમો અને મશાઈખે આપથી ઈલ્મ મેળવ્યો હતો.

## તરીકે મુસાફહા

- તરીકે મુસાફહાની સઆદત પણ આપે મેળવી હતી.
- છ વાસ્તાથી આપનો તરીકે મુસાફહ હુઝૂર અકદસ સલ્લલ્લાહુ

અલયહિ વ આલિહી વ સલ્લમ સુધી પહોંચે છે.

**સનદે હદીષ શરીફ**

સિહાહ સિત્તહ [હદીષ શરીફની છ મુસ્તનદ કિતાબો]ની ઈજાઝત પણ આપે મહાન મુહદ્દિષો પાસે મેળવી હતી.

**સનદે તજવીદ**

કુરઆને પાક પણ આપે સનદે તજવીદની સાથે પઢયું હતું.

**કાબિલ શિક્ષક (ઉસ્તાદ)**

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ખાનકાહ શરીફમાં કિતાબો શીખવવા માટે અનેક મહાન આલિમો ઉપરાંત પોતાના ત્રણ સાહબઝાદાઓને પણ મુકર્રર ફરમાવ્યા.

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ એક કાબિલ, નિષ્ણાત ઉસ્તાદ, મુદર્રિસ હતા.
- આપ 'શર્હે હિકમતુલ અયન', 'અઝદી' અને 'બયઝાવી' જેવી મુશ્કેલ કિતાબો પઢાવતા હતા.
- આપ સવારથી સાંજ સુધી સતત કિતાબો પઢાવતા હતા.
- દરરોજ એક ફાખ્તહ (હોલી પક્ષી) આપના દર્સમાં સામેના ઝાડની ડાળી ઉપર બેસી રહેતું હતું !
- એક દિવસ ખાઝિનુર્રહમહ (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે :

"શું કરું, આ પક્ષી છે. જો ઈન્સાન હોત તો એની કાબિલિયત એવી

(પ્રબળ) છે કે આ ઝમાનાના મોટા ઔલિયામાંથી હોતે ! ''

['રવઝતુલ કય્યૂમિય્યહ', ૧ / ૪૬૮, ૪૬૯]

## આપની ઈલ્મી પ્રખરતા

- આપ તમામ ઉલૂમમાં નિષ્ણાત હતા અને ઉલમાએ રાસિખીન અને સાલિકીનમાંથી હતા.
- આપ તફસીર, હદીષ શરીફ, ફિકહ, કલામ, મઆની, બદીઅ, મન્તિક (તર્કશાસ્ત્ર), હિકમત ... વગેરે તમામ ઉલૂમમાં પ્રખર હતા.
- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ ફિકહી મસઅલા આપથી પૂછતા હતા.
- આપ બાદશાહના દરબારમાં જતા ત્યારે ત્યાં બીજા મોટા મોટા ઉલમા અને ફાઝિલો હાજર હોવા છતાં બાદશાહ આપના સિવાય બીજા કોઈથી મસાઈલ પૂછતા ન હતા.
- આપ મુનાઝરહ (વાદ–વિવાદ)માં પણ નિષ્ણાત હતા.
- આપ અનેક કિતાબોના લેખક પણ હતા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)ના ઉચ્ચ અખ્લાક

- આપ શરીઅત અને તકવાથી સંપૂર્ણ આભૂષિત હતા.
- આપ સુન્નતોનું અઝીમતથી ચુસ્ત પાલન કરતા હતા.
- સદગુણો, સદવર્તન, શિષ્ટ રીતભાત, વિનમ્રતા, મધૂરવાણી, વિનય, વિવેક વગેરેથી સંપન્ન હતા.
- લોકોને રાઝી રાખવાવાળા હતા.
- આપ બેનફસ અને સખી હતા.

## સુલૂકની તાલીમ અને રૂહાની કમાલાત

- બાળપણમાં જ આપે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની નિસબત ગાઈબાનહ તૌર પર મેળવી લીધી હતી.

- જાહેરી ઉલૂમની જેમ આપે બાતિની (રૂહાની) ઉલૂમ પણ પોતાના વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિથી સંપૂર્ણ કક્ષાના મેળવ્યા.
- આપના વાલિદ સાહબે આપને નકશબંદિય્યહ, કાદિરિય્યહ અને ચિશ્તિય્યહ ત્રણે સિલસિલાની ખિલાફત આપી અને પોતાની હયાતીમાં જ તાલિબોને ત્રણે તરીકાઓની તાલીમ આપવાની હિદાયત કરી.
- આપ હઝરત શયખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિના મકામથી પણ મુશર્રફ હતા.
- આપ વિલાયતે અહમદી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમથી પણ મુશર્રફ હતા.
- આપ કુરઆન શરીફના સાંકેતિક અક્ષરો દા.ત. 'અલિફ–લામ–મીમ' વગેરેના અસરાર, ભેદો અને રહસ્યોના જાણકાર હતા.
- ઔલિયાનો ઈનકાર કરનારો એક શખ્સ આપના ઝિક્રના હલકામાં આવી બેઠો તો તેના પર એવી ભારે રૂહાની અસર થઈ કે તે આપનો આશિક થઈ ગયો !

## ઈલાહી રહમતોના ખઝાનાના ખઝાનચી

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

- મુહમ્મદ સઈદ ઈલાહી રહમતોના ખઝાનચી છે.
- કિયામતના દિવસે રહમતના ખઝાનાઓની વહેંચણી એમને સોંપવામાં આવશે.
- મકામાતે શફાઅતમાંથી એને કાફી હિસ્સો મળશે.

['જવાહિરે ઉલૂવિય્યહ', પાનું : ૧૦૪]

- એટલા જ માટે આપને 'ખાઝિનુર્રહમત'નો ખિતાબ મળ્યો.

## વિલાયતે અહમદી

એક દિવસે હઝરત મુજદ્દિદ અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું :

"મુહમ્મદ સઈદની વિલાયત અહમદી છે."
['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ', પાનું : ૨૬૬]

**<u>આપના વાલિદ સાહબ અને ભાઈઓ પણ આપનું માન જાળવતા હતા</u>**

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ આપના અદબ માટે ઊભા થઈ જતા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુની બોરડી પર સીઝનની શરૂઆતમાં જયારે બોર થતાં ત્યારે પ્રથમ પોતે ખાતા ન હતા બલકે પ્રથમ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુને મોકલતા હતા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ ચાહતા હતા કે એમની કબર કોઈ ગુમનામ જગામાં હોય પરંતુ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુની વિનંતીને માન આપીને આપે આપના મોટા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ સાદિક રહિમહુલ્લાહુની કબરની બાજુમાં જ કબર બનાવવા માટે ઈજાઝત આપી.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની જનાઝહની નમાઝ પણ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુએ પઢાવી.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ઈન્તિકાલ બાદ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને પોતાના પર થયેલા અલ્લાહ તઆલાના ઈન્આમો જણાવ્યા.

**<u>આપના ઉચ્ચ અખ્લાક</u>**

- તકવા અને સુન્નતના આપ ચુસ્ત પાબંદ હતા.

- વિનમ્રતા અને વિવેકના આપ નમૂના હતા.
- આપ મહેમાનોની ખૂબ મહેમાનનવાઝી કરતા હતા.
- પોતાના પાસે જે કંઈ હોય તે આપ ખર્ચી નાંખતા હતા.
- પોતાની જાતને આપ કંઈ વિસાતમાં ગણતા ન હતા.

## આપનો હજજનો મુબારક સફર

- હિજરીસન ૧૦૬૭ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૭ માં આપે ૬૨ (બાસઠ) વરસની ઉંમરે હજનો સફર કર્યો હતો.
- આપના સાહબઝાદહ તથા ખલીફા હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ પણ આપની સાથે હજજમાં શામિલ હતા. તેમણે આ પ્રવાસમાં પોતે જોયેલી, સાંભળેલી, અનુભવેલી બાબતોના આધારે 'લતાઈફુલ મદીનહ' નામથી ફારસી ભાષામાં મહત્ત્વની, આધારભૂત કિતાબ લખી હતી તેનો ગુજરાતી અનુવાદ 'ફયઝાને સઈદી રહમતુલ્લાહિ અલયહિ' : નકશબંદી ઔલિયા ગ્રંથ : ૬ ના છઠ્ઠા પ્રકરણમાં લખ્યો છે જે રસ ધરાવનારા વાચકોને વાંચવા ગુઝારિશ છે.

## બાદશાહ ઔરંગઝૈબ આપનો ખૂબ અકીદતમંદ હતો

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના બુલંદ મકામ, પ્રખર ઈલ્મ, ઉચ્ચ અખ્લાક, તકવા અને પરહેઝગારીના કારણે બાદશાહ ઔરંગઝૈબ આપનો ખૂબ ભારે અકીદતમંદ હતો.
- આપના સાથે પત્ર–વ્યવહાર પણ કરતો હતો.
- આપને ખાસ આગ્રહપૂર્વક દિલ્હી બોલાવીને પોતાના મહેલમાં રાખતો, આપની ખિદમત કરતો અને આપથી બાતિની, રૂહાની અને જાહેરી ફૈઝ હાસિલ કરતો.
- બાદશાહના માનસિક ઘડતરમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિનો પણ મહત્ત્વનો ફાળો હતો.

## હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ

- હજજના સફરથી તશરીફ લાવ્યા બાદ બાદશાહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિને પત્ર લખીને શાહજહાંબાદ (દિલ્હી) તશરીફ લાવવા માટે ખૂબ ભારે આગ્રહ કર્યો. એટલે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના મશવરહથી આપ દિલ્હી તશરીફ લાવ્યા.
- બાદશાહે આપનું ભવ્ય સ્વાગત કર્યું અને પોતાના શાહી મહેમાન તરીકે રાખ્યા.
- બાદશાહ ઘણાં માનથી પોતાના હાથે ભોજન તૈયાર કરીને મોકલતા.
- થોડાં દિવસો પછી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ સખત બીમાર થયા.
- બાદશાહે શાહી હકીમો પાસે ઈલાજો કરાવ્યા પરંતુ શિફા નહિ થઈ.
- બીમારી ઘણી ગંભીર થઈ ગઈ તો બાદશાહથી ઈજાઝત લઈ આપ પોતાના વતન સરહિન્દ શરીફ જવા રવાના થયા.
- રસ્તામાં સંભાલકા નામના સ્થળે ૨૭, જમાદિલ આખર, ૧૦૭૦ હિજરીસનના રોજ આપનો ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## જનાઝહની નમાઝ, દફન અને કબર

- આપની જનાઝહની નમાઝ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પઢાવી.
- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કુબ્બામાં, આપના મોટા ભાઈ મર્હૂમ ખ્વાજા મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિની કબરની બાજુમાં જમણી તરફ, પૂર્વ દિશામાં દફન કરવામાં આવ્યા.
- કબરમાં મૂકયા ત્યારે આપ આંખ ખોલીને હઝરત ખ્વાજા મુહમ્મદ

માસૂમ રહમતુલ્લાહિ અલયહિને જોવા લાગ્યા ! પરંતુ તેમણે આંખો બંધ કરવા ઈશારાથી જણાવ્યું એટલે ફરી પાછી આંખો બંધ કરી દીધી.

- આશરે ૮૦ (એંસી) વરસ પછી, વરસાદના પાણીથી ધોવાઈને, આપની કબર ખૂલી ગઈ.
- લોકો ત્યાં દોડી ગયા અને જોયું કે :
  - આપની મુબારક લાશ અસલ જેવી બિલકુલ તાઝી હતી !
  - આપનું કફન જરા પણ મેલું થયું ન હતું !
  - આપ જાણે ઊંઘમાં હતા !
  - આપની દાઢી પર ગુસલના પાણીની અસર હજુ મોજૂદ હતી !
  - આપની કબરમાંથી એવી ખૂશબૂ નીકળી કે તેનાથી આખું સરહિન્દ શરીફ શહેર સુગંધિત થઈ ગયું !

### આપના જીવનચરિત્રની કિતાબ

ગુજરાતી કિતાબ 'ફયઝાને સઈદી'માં આપનું ૩૦૦ (ત્રણસો) પાનાનું વિસ્તૃત જીવન વાંચવા વાચકોને ગુઝારિશ છે.

[૪]

## મુહતરમા ઉમ્મે કુલષૂમ રહમતુલ્લાહિ અલયહા

### મઝારનું સ્થાન

મુખ્ય રોઝહ શરીફમાં, માળ ઉપર, મુખ્ય ખંડમાં દાખલ થતાં જ ચાર મુબારક મઝારો પૈકી, જમણી બાજુ (પૂર્વ દિશા તરફ) છેલ્લો ચોથો મઝારે મુબારક મુહતરમા ઉમ્મે કુલષૂમ રહમતુલ્લાહિ અલયહાનો છે.

### પરિચય

- મુહતરમા ઉમ્મે કુલષૂમ રહમતુલ્લાહિ અલયહા હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી છે.

- ઉમ્મે કુલષૂમ રહમતુલ્લાહિ અલયહાની ઉંમર ફકત ૭ (સાત) વરસની હતી ત્યારે એક દિવસે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ ઘરની મહિલાઓના મકાનમાં બેઠાં હતા.
- ઉમ્મે કુલષૂમ એ વખતે ઉસ્તાદ પાસેથી પઢીને ઘરે આવી અને ઘરમાં દાખલ થઈને ઘરના લોકોને જોઈને કહેવા લાગી :

"હું અત્યારે તમને બધાંને હક તઆલાથી ગાફિલ જોઈ રહી છું !"

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તેને પૂછયું કે :

'બેટી ! તમારા પર આ હાલનો પરતવ (પ્રકાશ, નૂર) કયાંથી પડયો ?'

ઉમ્મે કુલષૂમે અરજ કરી કે :

"જે દિવસે આપ ફલાણી ઓરતને ઝિકરની તલકીન ફરમાવી રહ્યા હતા ત્યારે હું ત્યાં હાજર હતી.

તે જ વખતે મારું દિલ પણ એવું જારી થઈ ગયું હતું (ઝિક્ર કરતું થઈ ગયું હતું) કે તે પછી કયારે પણ (મને) (અલ્લાહ તઆલાના ઝિક્રથી) ગફલત થતી નથી !

અને હું જેના પણ (દિલ) તરફ તવજજુહ (ધ્યાન) કરું ત્યારે તેના દિલની હાલત મને માલૂમ થઈ જાય છે !"

- ફકત ૧૪ (ચઊદ) વરસની નાની ઉંમરે, ૮ (આઠ) રબીઉલ અવ્વલ, ૧૦૨૫ હિજરીસનના રોજ ઉમ્મે કુલષૂમનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

['હઝરાતુલ કુદસ' દફતર બીજું, પાનું : ૨૬૫]

**[૫]**

## હઝરત શયખ ખલીલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

**મઝાર શરીફનું સ્થાન**

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના મુબારક મઝારની ડાબી તરફ પશ્ચિમ દિશામાં આપ રહિમહુલ્લાહુનો મઝાર છે.
- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝાર અને હઝરત શયખ ખલીલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારની વચ્ચે ફકત એક દીવાલની આડ છે.

**આપનો પરિચય**

- કેટલીક કિતાબોમાં આપનું નામ ખલીલુર્રહમાન લખ્યું છે.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના છટ્ઠા સાહબઝાદહ હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૫૫ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- જાહેરી ઈલ્મ આપે પોતાના વાલિદ સાહબથી હાસિલ કરી પ્રખર આલિમ અને ફાઝિલ થયા.
- બાતિની ફયઝ પ્રથમ આપે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી હાસિલ કર્યો અને તેમના ઈન્તિકાલ બાદ તેમના સાહબઝાદહ, ખલીફા અને ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિથી સુલૂકની તકમીલ કરી.
- આપથી હઝારો લોકોએ જાહેરી અને બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપના વિષે ઘણી બશારતો ફરમાવી હતી અને આપને કેટલાક પત્રો પણ લખ્યા હતા જે મકતૂબાતે માસૂમીના ત્રીજા ગ્રંથમાં સંપાદિત થયેલા છે.
- લગભગ ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો હતો.

[૬]

## હઝરત અલ્લામહ ફર્રુખ શાહ રહમતુલ્લાહિ અલયહિ

**મઝાર શરીફનું સ્થાન**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક રોઝહમાં દક્ષિણ તરફ આપનો મુબારક મઝાર છે.

**આપનો પરિચય**

- હઝરત અલ્લામહ ફર્રુખ શાહ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા સાહબઝાદહ હતા.
- આપ હિજરીસન ૧૦૩૮ માં સરહિંદ શરીફમાં પેદા થયા હતા.
- જાહેરી ઈલ્મ આપે પોતાના વાલિદ સાહબ પાસે હાસિલ કરી સનદ મેળવી.
- આપ અતિ ઉચ્ચ કક્ષાના આલિમ, ફાઝિલ હતા.
- આપની યાદશકિત અને ઈલ્મી કાબિલિયત અદભૂત હતી.
- આપને ૧૦૭૦ હદીસો, મુકમ્મલ મતન સાથે મોઢે યાદ હતી.
- અરબી અને ફારસી ભાષામાં આપે અનેક કિતાબો લખી હતી જે પૈકી નીચેની કિતાબો બેમિસાલ હતી :
  - રિસાલહ ફિકહ વ હદીસ
  - રિસાલહ અકાઈદ
  - રિસાલહ હકીકતે મુજદ્દિદિય્યહ... વગેરે.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખિલાફ કિતાબો લખનારા અને ટીકા–ટીપ્પણો કરનારા શુષ્ક, ઈલ્મે બાતિનથી કોરાં આલિમોને જડબાતોડ જવાબ આપવા માટે નક્કર દલીલો સાથે આપે કિતાબ લખી હતી.
- બાતિની સુલૂક પણ આપે પોતાના વાલિદ સાહબથી અને માનવંત ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી મુકમ્મલ કરી ખિલાફત હાસિલ કરી હતી.
- આ રીતે આપ જાહેરી અને બાતિની ઈલ્મના મહાન, અદભૂત સંગમ સમાન હતા.
- હઝારો લોકો આપના જાહેરી અને બાતિની ઈલ્મના સાગર અને

નૂરથી ફૈઝયાબ થયા હતા.

- આપે હજ અને હરમૈન શરીફૈનની ઝિયારત પણ કરી હતી અને ત્યાંના અનવાર અને બરકતોથી ફૈઝયાબ થયા હતા.

## ઊંઘમાં પણ આપની ઝબાન સતત ઝિક્રથી હરકત કરતી હતી

'રવઝતુલ કય્યૂમિય્યહ'ના લેખક હઝરત ખ્વાજા મુહમ્મદ એહસાન મુજદ્દિદી, સરહિંદી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

મારા વાલિદ બુઝુર્ગવાર ફરમાવે છે કે :

''એક દિવસે હું જયારે મૌલવી સાહબ (ફર્રૂખ શાહ)ની ખિદમતમાં હાજર થયો ત્યારે આપ સૂતેલા હતા. પરંતુ આપની ઝબાન હંમેશા પ્રમાણે ઝિક્રે ઈલાહીમાં હાલતી હતી. હું નવાઈ પામ્યો કે આ કયા પ્રકારની ઊંઘ છે !

મેં આપને જગાડવા માટે યુકિતઓ કરી. ખાંસી ખાધી, છીંક ખાધી પરંતુ માલૂમ થયું કે ખરેખર આપ ઊંઘમાં છે.''

['રવઝતુલ કય્યૂમિય્યહ' પાનું : ૪૭૨]

- હઝરત મૌલાના ફર્રૂખ શાહ આલા દરજાના મુત્તકી અને પોતાના વાલિદ અને પૂર્વજોના તરીકા પર સંપૂર્ણ, ચુસ્ત રીતે ચાલતા હતા.
- સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ પર ચુસ્ત રીતે અમલ કરતા હતા.

## ઈન્તિકાલ અને દફન

૪ (ચાર) શવ્વાલ, હિજરીસન ૧૧૧૮ ના રોજ ૮૦ (એંસી) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

[૭]

## હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ

**(હઝરત મુજદ્દિદ સાહબ રહ.ના સૌથી નાના સાહબઝાદહ)**

**અને**

**હઝરત શાહ મુહમ્મદ યહ્યા (રહ.)ના સાહબઝાદાઓ**

**મઝારોનું સ્થાન**

- મુખ્ય રોઝહ શરીફમાં, માળ ઉપર, મુખ્ય ખંડની ડાબી બાજુએ પશ્ચિમ દિશા તરફ, દરવાજાની બહાર, ઘેરાવામાં ત્રણ મઝારો છે.
- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી નાના સાહબઝાદહ હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ અને એમના બે સાહબઝાદાઓના એ મુબારક મઝારો છે.
- એમની ટૂંકી જીવન ઝરમર નીચે પ્રમાણે છે :

આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાતમાં ફરઝંદ અને આપની ઔલાદમાં છેલ્લા સંતાન છે.

આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૨૪ માં થયો.

**યહ્યા નામ રાખવાનું કારણ**

આપના જન્મ વખતે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પર આ આયતનો ઈલ્હામ થયો :

اِنَّا نُبَشِّرُکَ بِغُلٰمِ اِۨ اسۡمُهٗ یَحۡیٰی ط (سورۂ مریم:۷)

[ખચીત અમે આપને એક એવા પુત્રની ખૂશખબરી આપીએ છીએ જેનું નામ ‘યહ્યા’ હશે.]

હઝરતે આ ઈશારા મુજબ આપનું નામ યહ્યા રાખ્યું.

(‘રવઝતુલ કય્યૂમિય્યહ’, પા. : ૩૧૦, ‘હઝરાતુલ કુદસ’, પા. ૨૬૨)

‘ઝુબ્દતુલ મકામાત’માં છે કે :

“હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને આપના જન્મ પહેલાં ઈલ્હામ થયો હતો કે, તમારા ઘરમાં એક પુત્ર પૈદા થશે જે તમારા નામને જીવંત રાખશે.

એટલે જયારે આપ પૈદા થયા તો આ બશારતની મુનાસિબતથી આપનું નામ યહ્યા પાડયું.”

(‘ઝુબ્દતુલ મકામાત’, પાનું : ૩૨૫)

**આપનો લકબ ‘શાહ જીવ’ પડવાનું કારણ**

હઝરત મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ :

- ઊંચાઈ અને બાંધામાં,
- ચાલવામાં અને વાતચીતમાં,
- આંખ અને ભવાંમાં

પોતાના માનવંત વાલિદથી ખૂબ જ સમરૂપતા ધરાવતા હતા.

(‘હઝરાતુલ કુદસ’, પાનું : ૨૬૨)

આપ હજુ નાના બાળક જ હતા ત્યારે એક દિવસે (મહાન ચિશ્તી બુઝુર્ગ) હઝરત શાહ સિકંદર રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા.

આપે હઝરતથી ફરમાવ્યું કે :

“એક સાહબઝાદહ મને ઈનાયત ફરમાવો કે જે અમારી જેમ દાના અને દીવાના રહે.”

સંજોગવશાત તે વખતે શયખ મુહમ્મદ યહ્યા હાજર હતા.

હઝરતે ફરમાવ્યું કે :

“એને જ લઈ લો ! ”

શાહ સિકંદરે પોતાની નિસબત તેમને ઈલ્કા ફરમાવી અને ફરમાવ્યું કે :

"આજથી આ મખ્દૂમઝાદહને શાહ જીવના નામથી બોલાવ્યા કરો."

તે દિવસથી આપનો લકબ 'શાહ જીવ' પડી ગયો.
('રવઝતુલ કય્યૂમિય્યહ', પાનું : ૩૧૦, 'હઝરાતુલ કુદસ', પાનું : ૨૬૩, 'ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૨૫)

**શિક્ષણ માટે લગન અને તડપ**

આપ બાળપણથી જ ઉચ્ચ કાબિલિયત ધરાવતા હતા. ઉપરાંત હઝરતની તરબિયતની બરકતથી માત્ર આઠ–નવ વરસની ઉંમરમાં કુર્આને મજીદ હિફઝ (મોઢે) કરી લીધું હતું.

બાળપણના જ ઝમાનામાં શિક્ષણ મેળવવા માટે પણ આપને સંપૂર્ણ લગન અને તડપ હતી. બાળપણમાં જ ઉસ્તાદની સાથે આપની નિસબતે રાબિતહ એટલા પ્રમાણમાં જોવામાં આવી કે કોઈ બાળકથી એવું જોવામાં કે સાંભળવામાં નથી આવ્યું.

હઝરત મુજદિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ અજમેર શરીફથી પાછા સરહિંદ શરીફ તશરીફ લાવી રહ્યા હતા ત્યારે ખાદિમો બે–ત્રણ મંઝિલ આગળ આપના સ્વાગતના માટે ગયા. ખ્વાજા મુહમ્મદ યહ્યા પણ તેમની સાથે ગયા.

પરંતુ જયારે આપને માલૂમ થયું કે હઝરત કોઈ કારણે મજકૂર મંઝિલ પર ત્રણ–ચાર દિવસ રોકાઈને સરહિંદ શરીફ તશરીફ લઈ જશે તો ખ્વાજા મુહમ્મદ યહ્યાએ હઝરતથી સરહિંદ જવાની ઈજાઝત માંગી.

હઝરતે ફરમાવ્યું કે :

"આટલા જલ્દી જવાનું શું કારણ છે ?
કદાચ તમને અમારી યાદ નથી રહી."

આપે અરજ કરી કે :

"આ થોડાં દિવસોમાં :

– મારા સબકનું નુકસાન થશે,
– મારો ફલાણો સાથી મારાથી આગળ વધી જશે,
– ઉપરાંત મને મારા ઉસ્તાદ પણ યાદ આવે છે."

હઝરત આપની વાતચીત સાંભળીને ઘણાં ખૂશ થયા અને ફરમાવ્યું કે :

"એવી તબીઅત (સ્વભાવ) કેમ ન હોય જયારે કે તેઓ ઉલમાના તબકામાં અને હાફિઝો તથા સાલિહોના ખાનદાનમાંથી છે."

તે પછી આપે તેમને સરહિંદ શરીફ જવાની ઈજાઝત આપી દીધી. ('ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૨૫)

## હઝરતની આંખોમાં આંસૂ આવી ગયા!

અજમેર શરીફમાં જયારે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિને પોતાના ઈન્તિકાલના દિવસો નજીક હોવાની વાતની જાણ થઈ તો એક દિવસે આપે ફરમાવ્યું કે :

"હું ચાહું છું કે મુહમ્મદ યહ્યા પણ પોતાના ભાઈઓ (ખ્વાજા મુહમ્મદ સઈદ અને ખ્વાજા મુહમ્મદ માસૂમ)ની જેમ આ નિસબતથી લાભ મેળવે પરંતુ શું કરું તેઓ હજુ (આઠ–નવ વરસના) બાળક છે અને મારા ઈન્તિકાલનો સમય નજીક છે."

આ પ્રમાણે ફરમાવ્યા બાદ માયા અને મમતાના કારણે આપની આંખોમાં આંસૂ આવી ગયા. ('ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૨૫)

## ભાઈઓ પાસે શિક્ષણ પરિપૂર્ણ કર્યું

હઝરતની હયાતીમાં હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા કુર્આને મજીદ હિફ્ઝ કરી ચૂકયા હતા. હઝરતના ઈન્તિકાલ બાદ પોતાના મહાન ભાઈઓ :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની

તરબિયતમાં મઅકૂલ (બૌદ્ધિક) અને મનકૂલ (પારંપારિક) ઉલૂમની પરિપૂર્ણતા કરી.

## પંદર વર્ષની ઉંમરે વિદ્યાર્થીઓને શિખવવાનું શરૂ કર્યું

જાહેરી ઈલ્મની પરિપૂર્ણતા બાદ માત્ર ૧૫ (પંદર) વરસની ઉંમરે તો આપે ખૂબ જ પાબંદી સાથે શિક્ષણ આપવાનું અને ઈલ્મના પ્રસારણ અને પ્રકાશનનું કામ શરૂ કર્યું.

## નિકાહ

આપની મકબૂલિયતની દલીલોમાંથી એક વાત આ છે કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની પૌત્રી અર્થાત ખ્વાજા કલાં ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ❶ની એક નેક પુત્રી આપના નિકાહમાં આવી. આ રીતે આપ બાતિની નિસબત ઉપરાંત જાહેરી નિસબતમાં પણ ખાસ વિશિષ્ટતા ધરાવે છે.

('ઝુબ્દતુલ મકામાત', પાનું : ૩૨૫, ૩૨૬)

## હજ અને ઝિયારત

આપ પણ પોતાના ભાઈઓ :

- હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને

---

❶ 'નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૩ માં આપનો વિસ્તૃત પરિચય આવી ગયો છે.

● હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની સાથે

હિજરીસન ૧૦૬૭ માં (આશરે બેતાલીસ વરસની ઉંમરે) હજના માટે તશરીફ લઈ ગયા અને મક્કા મુઅઝઝમા તથા મદીનહ મુનવ્વરહની ઝિયારતથી મુશર્રફ થયા અને ત્યાં ફુયૂઝ અને બરકતોથી માલામાલ થયા.

**વફાત**

હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યાની વફાત ૨૭, જમાદિલ આખર, ૧૦૯૬ હિજરીસનમાં આશરે ૭૦ (સિત્તેર) વરસની ઉંમરે થઈ.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

આપનો મઝારે મુબારક સરહિંદ શરીફમાં છે.

**હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહિમહુલ્લાહુની ઔલાદ**

આપ રહમતુલ્લાહિ અલયહિના ત્રણ પુત્રો અને એક પુત્રી હતી જેમની વિગતો નીચે પ્રમાણે છે :

**[૧] હઝરત શયખ ઝિયાઉદ્દીન યૂસુફ ઉર્ફે મિયાં જીવ (રહ.)**

● આપ હિજરીસન ૧૦૬૦ માં પૈદા થયા હતા અને
● આપનો હિજરીસન ૧૧૪૬ માં ૮૬ (છયાંસી) વરસની ઉંમરે ઈન્તિકાલ થયો હતો.
● આપની સાહબઝાદી વજીહુન્નિસાની શાદી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનુર્રહમત રહિમહુલ્લાહુના પ્રપૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને હઝરત મુહમ્મદ હનીફ ઈબ્ને હઝરત શયખ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુ સાથે થઈ હતી.

**[૨] હઝરત શયખ ઝયનુલ આબિદીન ઉર્ફે શાહ ફકીરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ**

- આપનો જન્મ હિજરીસન ૧૦૭૪ માં થયો હતો.
- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની રહમતુલ્લાહિ અલયહિના મુરીદ હતા.
- આપનો ઈન્તિકાલ ૯, રમઝાન શરીફ, ૧૧૨૮ હિજરીસનમાં ૫૪ વરસની ઉંમરે થયો હતો.
- આપના સાત પુત્રો અને એક પુત્રી હતા.

## ભોપાલની નકશબંદી મુજદ્દિદી ખાનકાહ

- હઝરત શયખ ઝયનુલ આબિદીન ઉર્ફે શાહ ફકીરુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સાત પુત્રોમાંથી એકનું નામ હઝરત શયખ રઝીયુદ્દીન હતું.
- ભોપાલની નકશબંદી મુજદ્દિદી ખાનકાહના બુઝુર્ગો નીચે પ્રમાણે એમના સીધા વંશજો (ઔલાદમાંથી) છે :
  - હઝરત મૌલાના શાહ મુહમ્મદ યાકૂબ સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત પીર અબૂ અહમદ રહમતુલ્લાહિ અલયહિ જેમનું મૂળ નામ અબ્દુલ્લાહ હતું.
  - ઈબ્ને હઝરત શાહ ખતીબ અહમદ સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત શાહ રઊફ અહમદ સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત શાહ શઊર અહમદ સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત શયખ મુહમ્મદ શરફ સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત શયખ રઝીયુદ્દીન સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત શયખ ઝયનુલ આબિદીન રહમતુલ્લાહિ અલયહિ ઉર્ફે ફકીરુલ્લાહ
  - ઈબ્ને હઝરત ખ્વાજા શાહ મુહમ્મદ યહ્યા સાહબ રહિમહુલ્લાહ
  - ઈબ્ને હઝરત મુજદ્દિદે અલફેસાની સાહબ રહિમહુલ્લાહ
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ યાકૂબ સાહબ મુજદ્દિદી ભોપાલી રહમતુલ્લાહિ અલયહિના મલફૂઝાતને કલમબંદ કરીને હઝરત સય્યિદ

અબૂલ હસન અલી મિયાં નદવી રહમતુલ્લાહિ અલયહિએ 'સુહબતે બા અહલે દિલ' નામથી કિતાબરૂપે પ્રગટ કરેલી છે જેનો આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાએ કરેલો ગુજરાતી અનુવાદ બે ભાગમાં દારુલ ઉલૂમ, કંથારીઆના પ્રકાશન વિભાગે પ્રકાશિત કરેલો છે.

- 'સુહબતે બા અહલે દિલ' કિતાબમાં ભોપાલના મુજદ્દિદી બુઝુર્ગોની વિસ્તૃત માહિતી લખેલી છે.

## ભોપાલના બુઝુર્ગોનો તરીકતનો સિલસિલો

- હઝરત શાહ રઊફ અહમદ રહિમહુલ્લાહુ (નંબર : ૪) હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત ગુલામઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિનો તરીકતનો સિલસિલો ચાર વાસ્તાથી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે.

(A)(૧)હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહિ
(૨)હઝરત નૂર મુહમ્મદ બદાયૂંની રહમતુલ્લાહિ અલયહિ
(૩)હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ
(૪)હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ

(B)(૧)હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહિ
(૨)હઝરત આબિદ સન્નામી રહમતુલ્લાહિ અલયહિ
(૩)હઝરત શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ
(૪)હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ

## [3] હઝરત શયખ મુહમ્મદ ઈમામ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહિમહુલ્લાહુના ત્રીજા પુત્ર છે.
- આપની કોઈ ઔલાદ ન હતી.

### બીબી ઝીનતુન્નિસાઅ

- હઝરત ખ્વાજા શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદીનું નામ બીબી ઝીનતુન્નિસાઅ છે.
- એમના નિકાહ શયખ મુહમ્મદ આબિદ બિન શયખ મુહમ્મદ બિન હઝરત મુહમ્મદ સાદિક રહમતુલ્લાહિ અલયહિ સાથે થયા હતા.
- આપને કોઈ ઔલાદ ન હતી.

[૮]

## મુહમ્મદ ફવ્વાદના નાના અને નાની અને મુહમ્મદ અનીસ મિયાં

### મઝાર શરીફનું સ્થાન

હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ અને એમના સાહબઝાદાઓના મઝારોથી ઉત્તર દિશામાં આ મઝારો આવેલા છે.

### પરિચય

એમનો પરિચય મળ્યો નથી.

[૯]

## કાબૂલના બાદશાહ યાકૂબખાન

### મઝાર શરીફનું સ્થાન

- હઝરત શાહ મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિ (હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ)ની ઉત્તર દિશામાં કાબૂલના બાદશાહ યાકૂબ ખાનનો મઝાર છે.
- એ મઝાર સફેદ સંગે મરમર (આરસપહાણ)નો બનેલો છે.

**પરિચય**

શાહઝમાન ઈસ્વીસન ૧૭૭૯ થી ઈસ્વીસન ૧૮૮૦ ના પૌત્ર, આઠમાં અફઘાન બાદશાહ અમીર મુહમ્મદ યાકૂબખાનનો આ મઝાર છે. વધુ વિગતો મળી નથી.

[૧૦]

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની કનીઝ ફાતિમા બેગમ સાહિબા

**મઝાર શરીફનું સ્થાન**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદી હઝરત ઉમ્મે કુલષૂમ રહમતુલ્લાહિ અલયહાના મઝારની જમણી તરફ, પૂર્વ દિશામાં, આ મઝાર છે.

**પરિચય**

એમના વિષે માહિતી મળી શકી નથી.

[૧૧]

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનના લોકોના મુબારક મઝારો

**મઝાર શરીફનું સ્થાન**

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની કનીઝ ફાતિમા બેગમ સાહિબાના મઝારથી દક્ષિણ દિશામાં એક મોટો હુજરો (કમરો, ઓરડો) છે તેમાં ઘણાં મઝારો છે.

**પરિચય**

આ મઝારોની વિગતો અને માહિતીઓ મળી શકી નથી.

[૧૨]

## માજી ખાદિમ હઝરત સય્યિદ મુહમ્મદ યહ્યા સાહબ (રહ.) અને તેમના દાદા સાહબ (રહ.)ના મઝારો

**મઝાર શરીફનુ ંસ્થાન**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક જેમાં છે તે મુખ્ય ખંડમાં દાખલ થવાના દરવાજાની જમણી બાજુ, બહારના ભાગે, નીચે પ્રમાણે બે મઝારો છે :

(૧) જમણી તરફ, પૂર્વ દિશાનો મઝાર પૂર્વ ખાદિમ હઝરત મુહમ્મદ યહ્યા સાહબ રહમતુલ્લાહિ અલયહિનો છે.

(૨) ડાબી તરફ, પશ્ચિમ દિશાનો મઝાર નંબર : ૧ ના દાદા સાહબ હઝરત મુહમ્મદ હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિનો છે.

[૧૩]

## માજી ખાદિમ હઝરત સય્યિદ મુહમ્મદ યહ્યા સાહબ (રહ.)ના વાલિદ સાહબ અને બે વાલિદાઓના મઝારો

**મઝારોનું સ્થાન**

- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનવાળાઓના જેમાં મઝારો છે તે હુજરાની દક્ષિણ દિશામાં, બહારના ભાગે ત્રણ મઝારો છે.
- ત્રણ મઝારોમાંથી વચમાંનો મઝાર માજી ખાદિમ હઝરત મુહમ્મદ યહ્યા સાહબ રહિમહુલ્લાહુના વાલિદ સાહબ સય્યિદ મુહમ્મદ સાદિક સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર છે અને તેમની

ડાબી અને જમણી તરફ તેમની બે બીવી સાહિબાઓના મઝારો છે.

[૧૪]

## હઝરત શયખ ઝિયાઉદ્દીન યૂસુફ રહિમહુલ્લાહ

- આપ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યા રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા ફરઝંદ હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૬૦ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૯ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- બાતિની ફૈઝ માટે આપે પોતાના ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત કરી અને એમના ઈન્તિકાલ બાદ એમના સાહબઝાદહ અને ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ સાની હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિથી સુલૂકની તકમીલ કરીને ખિલાફત મેળવી.
- તે ઝમાનામાં હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કોઈ પૌત્ર હયાત ન હતા. ઉપરાંત ઉંમરના એતિબારથી પણ આપ તમામ મશાઈખથી વધારે મોટા હતા એટલે બધાં આપની ઘણી ઈઝઝત કરતા હતા.
- જુમ્અહના દિવસે ખાસ કરીને આપની ઝિયારતના માટે લોકોની એટલી ગિરદી રહેતી હતી કે બયાન થઈ શકતી નથી.
- ઝઈફી અને વૃદ્ધાવસ્થા હોવા છતાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની કય્યૂમિય્યતની ફઝીલતના કારણે ઝિયારતના માટે આપ સરહિંદ શરીફથી શાહજહાંઆબાદ (દિલ્હી) તશરીફ લાવ્યા અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈને પોતે આપના મુરીદ હોય તેવો

સુલૂક કર્યો ! તેમનો આદર અને અદબ કર્યો.

- હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હોવાના કારણે હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિએ પણ આપના કરતાં પણ વધારે આપનો અદબ કર્યો અને આપની દરખ્વાસ્ત પર હઝરતે આપના હકમાં બાતિની તવજ્જુહ અને નિસબતની ઈલ્કા ફરમાવી.
- તે પછી થોડાં દિવસ દિલ્હીમાં રહીને સરહિંદ શરીફ પાછા આવ્યા.
- દિલ્હીથી આવ્યાના થોડાં દિવસો પછી જ હિજરીસન ૧૧૬૪ મુતાબિક ઈસ્વીસન ૧૭૫૦ માં ૮૬ (છયાંસી) વરસની ઉંમરે ઈન્તિકાલ થયો.
- હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુની આસપાસ દફન થયા.

['અનવારે માસૂમિય્યહ', પાનું : ૧૬૬ અને
'રવઝતુલ કય્યૂમિય્યહ', રુકન : ૪, પાનું : ૧૫૪, ૧૫૫]

- આપના મુબારક મઝારનું ચોક્કસ સ્થાન જાણવા મળ્યું નથી.
- આપના બે પુત્રો હતા :

(૧) શયખ હસનઅલી ઉર્ફે શાહ ચિરાગ રહમતુલ્લાહિ અલયહિ અને
(૨) શાહ અહમદ રહમતુલ્લાહિ અલયહિ

- આપની ચાર પુત્રીઓ હતી :

(૧) બીબી નઝમુન્નિસાઅ (૨) બીબી મહરુન્નિસાઅ
(૩) બીબી વજીહુન્નિસાઅ (૪) બીબી નજીબુન્નિસાઅ

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ રહિમહુલ્લાહુના નિકાહ બીબી વજીહુન્નિસાઅ સાથે થયા હતા.

['હદિયએ અહમદિય્યહ', પાનું : ૧૩૩]

## ત્રીજો વિભાગ

# મુખ્ય રોઝહ શરીફની બહાર ફરતે આવેલા મુબારક મઝારો અને ઈમારતો

[૧]

## હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુહતરમા બીવી સાહિબા

**મઝારનું સ્થાન**

મુખ્ય રોઝહ શરીફથી પશ્ચિમ દિશામાં, રોઝહ શરીફથી નજીક, નીચેના ભાગમાં

**પરિચય**

- લાહોર અને દિલ્હીના દરમિયાની ઈલાકાના ગવર્નર (હાકિમ)નું નામ શૈખ સુલતાન હતું. તેઓ થાનેસરમાં રહેતા હતા.
  - શૈખ સુલતાન પ્રખર આલિમ હતા.
  - આપ શરીઅત અને સુન્નતના પાબંદ હતા.
  - સંસ્કૃત ભાષા ઉપર પણ ભારે કાબૂ ધરાવતા હતા.
  - અકબર બાદશાહની ફરમાઈશથી આપે મહાભારતનો ફારસી ભાષામાં 'રઝમનામહ' નામથી સુંદર અનુવાદ કર્યો હતો.
- યુવાનીમાં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પોતાના વાલિદ સાહબ મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિની સાથે થાનેસર ગયા ત્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે થાનેસરના હાકિમ (ગવર્નર) શૈખ સુલતાનને ખ્વાબમાં ફરમાવ્યું કે :

"શૈખ સુલતાન ! તમારી સાહબઝાદી આ ઝમાનામાં સૌથી વધારે નેક ખાતૂન છે. તમે એના નિકાહ મારા ફરઝંદ અને નાયબ શૈખ અહમદની સાથે કરી દો એમાં ખૂદ તમારા માટે અને તમારી પુત્રીના માટે ભારે સઆદત (ખૂશનસીબી, સૌભાગ્ય) છે."

- આપ તો આશિકે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ હતા. આપે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમના હુકમ પ્રમાણે આપની સાહબઝાદીના નિકાહ હઝરત શયખ અહમદ મુજદ્દિદે અલફેસાની સાથે કરી દીધા.
- એ વખતે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ૨૫ (પચ્ચીસ) વરસની હતી.
- નિકાહ બાદ શૈખ સુલતાને પોતાની વહાલી પુત્રી અને જમાઈને પુષ્કળ માલ–અસબાબ ભેટ આપીને થાનેસરથી વિદાય કર્યા. એટલે નિકાહ બાદ હઝરત મુજદ્દિદ સાહબ માલદાર થઈ ગયા.
- આપે પોતાના વાલિદ બુઝુર્ગવારની હવેલી છોડીને નવી હવેલી બનાવી જયાં આજે એ બન્નેના મઝારે મુબારક છે.
- એ હવેલીની નજીક આપે એક મસ્જિદ પણ બનાવી.

['રવઝતુલ કય્યૂમિય્યહ', ભાગ : ૧, પાનું : ૧૩૪, ૧૩૫]

## બીવી સાહિબાનો ઈન્તિકાલ, મઝારે મુબારક અને મરતબો

- હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુના બીવી સાહિબાનો ઈન્તિકાલ સોમવારની રાતે ૭, ઝિલહજજ, ૧૦૫૦ હિજરીસનના રોજ થયો.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ગુંબજથી સાત હાથ દૂર પશ્ચિમ દિશામાં એમને દફન કરવામાં આવ્યા.
- આપના ત્રીજા નંબરના સાહબઝાદહ હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને પોતાની વાલિદહના

ઈન્તિકાલથી એટલો આઘાત લાગ્યો કે આપે કેટલાક દિવસો સુધી મુરીદોને તવજ્જુહ પણ ન આપી !

એક દિવસ આપે ફરમાવ્યું કે :

“મેં ખરેખર જોયું કે :

– મહિલાઓની એક મોટી મજલિસ આયોજિત થયેલી છે.
– તેમાં મહાન મહિલાઓ :

હઝરત ખદીજતુલ કુબરા રદિયલ્લાહુ તઆલા અન્હા,
હઝરત આઈશહ સિદીકહ રદિયલ્લાહુ તઆલા અન્હા,
હઝરત ફાતિમતુઝઝહરા રદિયલ્લાહુ તઆલા અન્હા,

... વગેરે પધારેલી છે.
– એ મજલિસમાં મારા વાલિદહ માજિદહ પણ હાજર છે.
– એ વખતે કોઈ માણસ મને કહી રહ્યો છે કે :

“તમારી વાલિદહને પણ આ ઝમાનાની અફઝલ મહિલાઓમાં (અલ્લાહ તઆલાએ) શુમાર કરી છે.”

[‘રવઝતુલ કય્યૂમિય્યહ’, રુકન : ૨, પાનું : ૨૫, ૨૬]

**[૨]**

## ખાનએ કઅબહના નુઝૂલની જગા અને ઝમઝમે ષાની

**સ્થાન**

રોઝહ શરીફથી પશ્ચિમ દિશામાં, અફઘાનિસ્તાનના લોકોના મઝારોની નજીક

**પરિચય**

● હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને હંમેશા

કઅબતુલ્લાહ શરીફની ઝિયારતનો ઘણો શોખ હતો પરંતુ કેટલાક વિપરીત સંજોગોના કારણે એ શોખ પૂરો થઈ શકયો નહિ.

- હિજરીસન ૧૦૧૧–૧૦૧૨ ના તજદીદના પહેલાં વરસે એ શોખ ઘણો વધારે થઈ ગયો અને બેકરારી વધી ગઈ.
- એક દિવસે એ જ બેકરારીમાં કશફી હાલતમાં આપે જોયું કે :

જિન્નાતો, ઈન્સાનો, ફરિશ્તાઓ ... વગેરે બધી જ મખ્લૂકાત નમાઝમાં આપના તરફ રુખ કરે છે અને સજદહ કરે છે !

- આપે તવજજુહ કરી તો માલૂમ થયું કે :

કઅબએ મુઅઝઝમહની મિસાલી સૂરતે આપ પર નુઝૂલ ફરમાવવાના કારણે તમામ મખ્લૂક નમાઝમાં આપના તરફ રુખ અને સજદહ કરતા હોય એવો આભાસ થાય છે.

- એ જ વખતે આપને (અલ્લાહ તઆલા તરફથી) ઈલહામ થયો કે :

"તમે હંમેશા કઅબહના મુશતાક રહેતા હતા, એટલે અમે કઅબહને તમારી મુલાકાત માટે મોકલ્યો છે."

- તે પછી કઅબએ મુઅઝઝમહએ હઝરતની ખાનકાહ શરીફમાં નુઝૂલ કર્યો અને ખાનકાહ શરીફ તેમજ મસ્જિદની ઝમીનને બયતુલ્લાહ શરીફની ઝમીન સાથે સંપૂર્ણ ફના અને બકા હાસિલ થઈ ગઈ છે.
- જયાં કઅબએ મુઅઝઝમહની મિસાલી સૂરતે હુલૂલ કર્યો હતો ત્યાં નિશાની તરીકે જગા ઊંચી કરીને અલગ કરી દીધી હતી.
- આજ સુધી એ સુફફહ (ચોતરો) આમ અને ખાસ લોકોની ઝિયારતગાહ છે.
- ત્યાં જ ઝમઝમે ષાની (બીજુ ઝમઝમ) પણ છે.
- હઝરતે પોતાના મકતૂબાત શરીફ (મુબારક પત્રો)ના બીજા દફતર (ગ્રંથ)માં મકતૂબ (પત્ર) નં. : ૭૨ માં આ બનાવનો ઉલ્લેખ કરેલો છે.

[૩]

## અફઘાનિસ્તાનના લોકોના મઝારો

- ઝમઝમે ષાનીની આસપાસમાં અફઘાનિસ્તાનના લોકોના ઘણાં મઝારો છે પરંતુ તેની વિગતો મળી નથી.
- શાહઝમાન (ઈસ્વીસન ૧૭૯૩ થી ૧૮૦૦)ના પૌત્ર અમીર મુહમ્મદ યાકૂબખાન (૧૮૦૦ થી ૧૮૮૦)નો મઝાર સફેદ સંગે મરમરનો બનેલો હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના રોઝહ શરીફમાં પશ્ચિમ દિશા તરફ આવેલો છે.

—'જહાંને ઈમામે રબ્બાની (રહ.)' જિલ્દ : ૬, પાનું : ૨૨૧

[૪]

## બેરીસ્ટર શૈખ મિયાં અહમદ બશીર સાહબ કાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ બાર-એટ-લો અને તેમના બીવી સાહિબાના મઝારો

- આ બન્ને મઝારો મુખ્ય રોઝહ શરીફની દક્ષિણ દિશામાં રોઝહ શરીફ અને મસ્જિદની વચમાં પૂર્વ દિશામાં આવેલા છે.
- એ બન્ને મઝારોની તખ્તીઓમાં એમના જન્મ અને મરણની નીચે પ્રમાણે તારીખો લખેલી છે.
- વતન : મઝાર શરીફથી બે માઈલ (ત્રણ કિલોમીટર) દૂર આવેલા કસબહ બસીપઠાનાં, જિલ્લા : પતિયાલામાં બેરીસ્ટર સાહેબનો જન્મ થયો હતો.

જન્મ : ૨૫-૯-૧૯૦૨ ઈસ્વીસન મુતાબિક ૨૨, જમાદિષષાની, ૧૩૨૦ હિજરીસન

વફાત : ૨-૧૦-૧૯૭૪ ઈસ્વીસન મુતાબિક ૧૩, શવ્વાલ, ૧૩૯૪ હિજરીસન

(વધુ વિગતો મળી નથી)

[૫]

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ભોંઈરામાં આવેલી ઈબાદતગાહ

- આ ઈબાદતગાહ મુખ્ય રોઝહ શરીફ અને મસ્જિદની વચમાં દક્ષિણ દિશામાં બેરીસ્ટર શૈખ મિયાં બશીર સાહબના મઝાર નજીક છે.
- ભોંયરામાં ઈબાદતખાનામાં નીચે ઉતરવા માટે પગથિયાઓ છે.

[૬]

## હઝરત અબૂ ઝયગૂમ મુહમ્મદ રઝાએ કરીમ રહમતુલ્લાહિ અલયહિનો મઝાર

**સ્થાન :**

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ભોંયરાના ઈબાદતખાનાની દક્ષિણ દિશામાં મસ્જિદની પાછળ પૂર્વ દિશામાં આ મઝારે મુબારક આવેલો છે.

**પરિચય :**

મઝાર પરની તખ્તીમાં લખ્યા પ્રમાણે :

- આપ ઢાકા (બાંગ્લાદેશ)ના રહેવાસી હતા.
- આપનો ઈન્તિકાલ :

પહેલી રજબ, ૧૩૯૨ હિજરીસન મુતાબિક ૧૦ મી, ઓગષ્ટ, ૧૯૭૨, જુમેરાતના રોજ થયો હતો.

- આપ કાદરી, નકશબંદી, ચિશ્તી, મુજદ્દિદી અલ ઝુબેરી સિલસિલાઓથી ફયઝયાબ હતા.

વધુ વિગતો મળી નથી.

[૭]

## અફઘાનિસ્તાનના બાદશાહનો રોઝહ શરીફ

**સ્થાન :**

હઝરત અબૂ ઝયગૂમ મુહમ્મદ રઝાએ કરીમ રહમતુલ્લાહિ અલયહિના મઝારની દક્ષિણ દિશામાં, મસ્જિદની પાછળના ભાગમાં, પૂર્વ દિશામાં અફઘાનિસ્તાનના બાદશાહનો રોઝહ છે.

**પરિચય :**

અહમદશાહ અબ્દાલી (દુર્રાની) (ઈસ્વીસન ૧૭૪૭ થી ૧૭૭૩)ના પૌત્ર શાહ ઝમાન શાહ (ઈસ્વીસન ૧૭૯૩ થી ૧૮૦૦)નો ખૂબસૂરત મકબરો નવાબ મુહમ્મદ કલ્બે અલી ખાં વાલીએ રિયાસતે રામપૂર (રામપૂરના નવાબ)એ નિર્માણ કરાવ્યો હતો જે હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના રોઝહ શરીફથી દક્ષિણ દિશા તરફ છે.

–'જહાંને ઈમામે રબ્બાની (રહ.)', જિલ્દ : ૬ / પાનું : ૨૨૧

(વધુ વિગતો મળી નથી.)

[૮]

## કબ્રસ્તાન

રોઝહ શરીફથી પૂર્વ દિશામાં વિશાળ કબ્રસ્તાન છે જેમાં અસંખ્ય કબરો અને મઝારો છે.

## મૂળ ફારસી અશઆર

**બ–લ–ગલ ઉલા બિ કમાલિહી,**
**ક–શ–ફદ દુજા બિ જમાલિહી;**

**હસુનત જમીઉ ખિસાલિહી,**
**સલ્લૂ અલયહિ વ આલિહી.**

– હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.

પ્યારા–પ્યારા, ન્યારા–ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપની ઔલાદ પર અપાર દુરૂદો સલામ.

# ચોથો વિભાગ

# મસ્જિદનું જમાઅતખાનું, વરંડો અને બહારનો ભાગ

## [૧] મસ્જિદ, સહન, 'સુફફહ', દર્સગાહો

**સ્થાન** : મુખ્ય રોઝહ શરીફની દક્ષિણ દિશામાં

### મસ્જિદનું નિર્માણ

- લાહોર અને દિલ્હીના દરમિયાની ઈલાકાના હાકિમ (ગવર્નર) શૈખ સુલતાન થાનેસરીની સાહબઝાદી સાથે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના ૨૫ (પચ્ચીસ) વરસની ઉંમરે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખ્વાબમાં સૂચનાથી નિકાહ થયા હતા.
- નિકાહ બાદ હાકિમ શૈખ સુલતાને પોતાની વહાલી પુત્રી અને જમાઈને પુષ્કળ માલ–અસબાબ ભેટ આપીને થાનેસરથી વિદાય કર્યા હતા એટલે હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) માલદાર થઈ ગયા હતા.
- સરહિન્દ શરીફ આવીને પોતાના વાલિદ બુઝુર્ગવારની હવેલી છોડીને પોતાની નવી હવેલી બનાવી જયાં હાલમાં આપનો મુબારક મઝાર છે.
- એ હવેલીની નજીક આપે એક મસ્જિદ બનાવી.

—'રવઝતુલ કય્યૂમિય્યહ', ભાગ : ૧, પાનું : ૧૩૪, ૧૩૫

'મકામાતે ખૈર'માં હઝરત શાહ અબૂલ હસન ઝયદ ફારૂકી રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

- હિજરીસન ૧૦૦૮ માં હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) દિલ્હીમાં હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બયઅત થયા.
- આપ અઢી મહિના સુધી હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ

રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહ્યા.

- જયારે આપ દિલ્હીથી સરહિન્દ શરીફ આવવા વિદાય થયા ત્યારે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આપને અકમાલ અને તકમીલ (સુલૂકની પરિપૂર્ણતા)ની બશારત આપી.
- દિલ્હીથી વાપસીમાં સરહિન્દ શરીફમાં પોતાના ઘરના દરવાજાની સામે મસ્જિદ શરીફ બનાવી. —'મકામાતે ખૈર', પાનું : ૪૨

'જહાંને ઈમામે રબ્બાની' ઉર્દૂ કિતાબમાં જિલ્દ : ૮, પાના : ૪૬૧૫ માં લખ્યું છે કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના છટ્ઠા અને સૌથી નાના સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ યહ્યાએ હઝરત મુજદ્દિદ કુદ્દિસ સિર્રુહૂના રોઝાએ મુનવ્વરહની દક્ષિણ દિશામાં એક આલીશાન મસ્જિદ બનાવી. જેના ત્રણ ગુંબદ અને બે મીનારા હતા. એની સામે હોઝ, હમામ અને મદ્રસહ પણ બનાવ્યા હતા.

## મસ્જિદના વિભાગો

(A) **જમાઅતખાનું**

પશ્ચિમ દિશામાં ખૂબ વિશાળ જમાઅતખાનું છે.

(B) **સહન (ચોક)**

જમાઅતખાનાની પૂર્વ દિશામાં ખૂબ જ વિશાળ સહન (ચોક) છે.

(C) **બે મુબારક મઝારો**

મસ્જિદના સહનના પૂર્વ દિશાના છેલ્લા ભાગમાં નીચે પ્રમાણે બે મુબારક મઝારો છે :

(૧) હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિ

(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિ

(નંબર : ૧ ના સાહબઝાદહ અને જાનશીન)
(બન્ને બુઝુર્ગોનો પરિચય હવે પછી આવશે.)

(D) **'સુફ્ફહ' (નવાફિલ માટે ખાસ ફઝીલતવાળી જગા)**

- ઉપર જણાવેલા બે મુબારક મઝારોની ઉત્તર દિશામાં મસ્જિદના સહન (ચોક)માં અમુક ચોક્કસ જગાની ફરતે દિવાલ વડે ઘેરીને અલગ કરેલી છે.
- તેમાં નમાઝ પઢવા માટે મુસલ્લા બિછાવેલા છે.
- એ જગા વિષે કોઈ ચોક્કસ માહિતી મળી શકી નથી પરંતુ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર જગાએ નફલ નમાઝો પઢેલી હશે એવું અનુમાન છે.

(E) **દર્સગાહો (કલાસ રૂમ્સ)**

સહનની દક્ષિણ દિશામાં મસ્જિદની અંદર લાઈનમાં અનેક દર્સગાહો (કલાસ રૂમ્સ) બનાવેલા છે તેમાં દીની તાલીમ આપવામાં આવે છે.

(F) **વુઝૂખાના, ગુસલખાના, ટોઈલેટ વગેરે**

- મસ્જિદના સહન (ચોક)ના અંત ભાગમાં ઉપર જણાવેલા બંને મુબારક મઝારોની સામે દક્ષિણ દિશાની દિવાલમાં બહાર જવા માટે દરવાજો છે.
- મજકૂર દરવાજામાંથી મસ્જિદ બહાર નીકળતાં જ સામે ખૂબ જ વિશાળ જગા છે.
- એ વિશાળ જગામાં :

– વુઝૂ કરવા માટે લાઈનબંધ પુષ્કળ બેઠકો બનાવેલી છે અને તેની દરેકની સામે પાણીના નળો મૂકેલા છે.
– લાઈનબંધ પુષ્કળ ગુસલખાના અને ટોઈલેટસ બનાવેલા છે.

## [૨] હઝરત ખ્વાજા અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે 'શાહગુલ' રહિમહુલ્લાહુનો મુબારક મઝાર

**સ્થાન :**

- મસ્જિદના સહન (ચોક)ના પૂર્વ તરફના અંતિમ ભાગમાં આ મુબારક મઝાર છે.
- એ મુબારક મઝારની સામે, મસ્જિદની બહાર, વુઝૂખાના, ગુસલખાના, ટોઈલેટ વગેરે તરફ જવાનો દરવાજો છે.

**પરિચય**

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ઉર્ફે ખાઝિનુર્રહમત (રહ.)ના સાહબઝાદહ અને હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના પૌત્ર હતા.
- આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૫૦ કે ૧૦૫૧ મુતાબિક ઈસ્વીસન ૧૬૪૦ માં સરહિન્દ શરીફમાં થયો હતો.
- આપનું નામ અબ્દુલ અહદ, ઉપનામ 'શાહગુલ' અને તખલ્લુસ 'વહદત' હતું.

**જાહિરી તાલીમ**

મદ્રસહ મુજદ્દિદિય્યહ, સરહિંદ શરીફમાં ઉચ્ચ કોટીના ઉસ્તાદો પાસે ઉચ્ચ કોટીની જાહિરી તાલીમ અને ઈલ્મ હાસિલ કરી યુવાન વયે આપ પ્રખર આલિમ અને ફાઝિલ બની ગયા.

**રૂહાની (બાતિની) ઈલ્મ**

આપે રૂહાની (બાતિની) ઈલ્મ નીચેના બુઝુર્ગોથી મેળવ્યો :

(૧) આપના વાલિદ સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) પાસે,
(૨) આપના મહાન ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પાસે અને

(૩)હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના સાહબઝાદહ અને ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદે ષાની (રહ.) પાસે.

- મજકૂર મહાન બુઝુર્ગોએ આપની રૂહાની તરક્કી અને મકામ વિષે અનેક મહાન બશારતો ફરમાવી હતી.
- આપના ત્રીજા પીર હઝરત મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિએ આપની કય્યૂમિય્યત વિષે પણ બશારત ફરમાવી હતી.

## હજની ત્રણ મુબારક સફરો

આપે હજની ત્રણ મુબારક સફરો કરી હતી અને દરબારે ખુદા તથા દરબારે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમથી ભરપૂર, બેશુમાર નેઅમતોથી મુશર્રફ થયા હતા.

## સરહિન્દ શરીફથી હિજરત કરીને દિલ્હી ગયા

- ટૂંક સમય પછી શીખો સરહિન્દ શરીફને તબાહ અને બરબાદ કરનાર હોવાનો આપને કશ્ફ થવાથી હિજરીસન ૧૧૨૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૦૮ માં આપ સરહિન્દ શરીફથી હિજરત કરીને દિલ્હી તશરીફ લઈ ગયા અને ત્યાં જ સ્થાયી થઈ ગયા.
- ત્યાં હઝારો લોકો આપથી બયઅત થયા અને રૂહાની ફૈઝ હાસિલ કર્યો.
- બાદશાહ ફર્રૂખ સિયર અને શાહી ખાનદાનના લોકો પણ આપથી બયઅત થયા.

## આપથી જાહેરી ઈલ્મ મેળવનારા ત્રણ મહાન શાગિર્દો

- આપ જાહેરી ઈલ્મનું શિક્ષણ પણ આપતા હતા.
- હઝારો લોકો આપથી જાહેરી ઈલ્મ મેળવીને મોટા આલિમો, ફાઝિલો થઈ ગયા.
- નીચેના ત્રણ મહાન શાગિર્દો અને બુઝુર્ગોએ આપથી જાહેરી ઈલ્મ મેળવ્યો હતો :

(૧) હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહિમહુલ્લાહ
(૨) હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષે દહેલવી રહિમહુલ્લાહ
(૩) હઝરત શયખ અલી ગદા રહમતુલ્લાહિ અલયહિ

## આપના મહાન ખલીફાઓ

- આપે અનેક બુઝુર્ગોને ખિલાફત આપી હતી.
- હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના પીર હઝરત મુહમ્મદ આબિદ સનામી રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.
- હઝરત શાહ ગુલશન રહિમહુલ્લાહુ પણ આપના ખલીફા હતા.
- હઝરત મુહમ્મદ મુરાદ ટંગ કશ્મીરી રહિમહુલ્લાહુ પણ આપના ખલીફા હતા તેમણે આપના મુબારક પત્રોનું સંપાદન કર્યું હતું.
- એ મુબારક પત્રોના સંગ્રહનું નામ 'ગુલશને વહદત' છે.

## કશ્ફો, કરામતો, કિતાબો, કવિતાઓ, પત્રો

- આપના અનેક કશ્ફો અને કરામતો મશહૂર છે.
- આપની કિતાબો, કવિતાઓ અને પત્રો ફારસી ભાષા અને સાહિત્યનું અમૂલ્ય નઝરાણું છે.

## ઈન્તિકાલ અને દફન

- ૨૭, ઝિલહજ્જ, ૧૧૨૬ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૧૨૬માં દિલ્હીમાં જ ૭૫ (પંચોતેર) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો જનાઝહ દિલ્હીથી સરહિન્દ શરીફ લઈ જવામાં આવ્યો અને હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક રોઝહની બાજુની વિશાળ મસ્જિદના પૂર્વ તરફના છેડા આગળ, સુફ્ફહ નામના મશહૂર સ્થળની નજીક દફન કરવામાં આવ્યા.

## આપની ઔલાદ

- આપના ચાર સાહબઝાદાઓ અને ત્રણ સાહબઝાદીઓ હતી.
- સૌથી મોટા પુત્ર હઝરત શયખ અબૂ હનીફ રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક આપના મઝારની બાજુમાં જ છે.

[વિસ્તૃત જીવન ચરિત્ર માટે વાંચો : 'નકશબંદી ઔલિયા', ગ્રંથ : ૬, ફયઝાને સઈદી રહમતુલ્લાહિ અલયહિ]

## [3] હઝરત શયખ મુહમ્મદ અબૂ હનીફ રહિમહુલ્લાહ

**સ્થાન** : ઉપર નં. : ૨ માં લખ્યા પ્રમાણે આપનો મઝાર આપના વાલિદ હઝરત શયખ અબ્દુલ અહદ વહદત (રહ.)ના મઝારની બાજુમાં જ છે.

## પરિચય

- આપ હઝરત શૈખ અબ્દુલ અહદ 'વહદત' ઉર્ફે 'શાહગુલ' રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ હતા.
- આપ ખૂબ જ નેક અને પરહેઝગાર, મુત્તકી હતા.
- આપ મુજદ્દિદી ખાનદાનના તમામ બુઝુર્ગોના તમામલ કમાલાતથી મુશર્રફ હતા.
- પશુઓ, પ્રાણીઓ અને પક્ષીઓ પણ આપનો આદર કરતા હતા.

## જાહિરી ઈલ્મ

- જાહિરી ઈલ્મ આપે બે મહાન બુઝુર્ગો અને આલિમોથી મેળવ્યો.

(૧) આપે આપના મહાન વાલિદ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિથી જાહિરી ઈલ્મ મેળવ્યો.

(૨) આપે 'હિદાયહ' કિતાબ હઝરત મુહમ્મદ ફઝલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ પાસે પઢી જેઓ :

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને દામાદ હતા તેમજ

– હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને ખલીફા હતા.

- આવા ઉચ્ચ કક્ષાના ઉસ્તાદોથી ઈલ્મ મેળવીને આપ પ્રખર આલિમ અને ફાઝિલ બની ગયા.

## રૂહાની (બાતિની) ઈલ્મ, ખિલાફત, કય્યૂમિય્યત

- રૂહાની (બાતિની) ઈલ્મ પણ આપે પોતાના મહાન વાલિદ હઝરત ખ્વાજા અબ્દુલ અહદ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી મેળવ્યો.
- વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપને ખિલાફત અને કય્યૂમિય્યતનો ખિલઅત પણ આપ્યો હતો.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના સાહબઝાદહ અને ત્રીજા કય્યૂમ હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિથી પણ આપે બાતિની ફયઝ મેળવ્યો હતો.

## ઈન્તિકાલ અને મઝારે મુબારક

- આપનો ઈન્તિકાલ હિજરીસન ૧૧૩૨ મુતાબિક ઈસ્વીસન ૧૭૧૯ માં સરહિન્દ શરીફમાં થયો હતો.
- આપનો મઝારે મુબારક આપના વાલિદ સાહબના મઝારની બાજુમાં જ છે.

## આપની ઔલાદ

- આપના બે પુત્રો હતા :

  (૧) હઝરત શયખ મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ અને

  (૨) હઝરત શયખ મુહમ્મદ પીર રહમતુલ્લાહિ અલયહિ
- આપની એક માત્ર પુત્રીનું નામ સિતારા ખાનમ હતું.

[વધારે માહિતી માટે વાંચો : 'નકશબંદી ઔલિયા, ગ્રંથ : ૬, ફયઝાને સઈદી રહમતુલ્લાહિ અલયહિ']



34. Mazar e Sultan E Afghan ( embassy)

## પાંચમો વિભાગ

# હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં આવેલા મઝારો

[૧]

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)નો મઝારે મુબારક

**સ્થાન** :

- હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝારથી હાઈ–વે તરફ જે રસ્તો જાય છે તેના પર જમણી બાજુ (ઉત્તર દિશા તરફ) જૂનો, હવે વપરાશ વગરનો, જર્જરિત હોઝ છે.
- એ હોઝની બાજુમાંથી અંદર ઉત્તર દિશા તરફ એક પેટા રસ્તો જાય છે તેના પર થોડાં અંતરે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર આવે છે.

**ટૂંકો પરિચય**

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ ૧૧, શવ્વાલ, હિજરીસન ૧૦૦૭ (મુતાબિક ઈસ્વીસન ૧૫૯૮ માં) સરહિંદ શરીફમાં થયો હતો.
- આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના ત્રીજા ફરઝંદ છે.
- આપ અકબર બાદશાહની હુકૂમતના ઝમાનામાં પૈદા થયા હતા.
- હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુ ફરમાવતા હતા કે :

મારા ફરઝંદ ખ્વાજા માસૂમ પૈદા થયા ત્યારે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમે મને ફરમાવ્યું કે :

“આ ફરઝંદ અલ્લાહના ફઝલો કરમથી શરૂઆતથી આખિર સુધી

માસૂમ (નિર્દોષ) જ રહેશે એટલે એનું નામ મુહમ્મદ માસૂમ રાખો.''
એટલે આ ઈરશાદ મુજબ આપનું નામ મુહમ્મદ માસૂમ રાખવામાં આવ્યું. ['બાગે ઔલિયાએ પંજાબ' (ઉર્દૂ) પાનું : ૧૫૫, ૧૫૬]

- આપનું ઉપનામ 'અબૂલ ખયરાત' છે અને
  આપનો લકબ 'ઉર્વતુલ વુસ્કા' છે.

## આપની તાલીમ

- આપે સાત વરસની ઉંમરે ફકત ત્રણ મહિનામાં કુર્આન મજીદ હિફઝ (યાદ) કરી લીધું હતું.
- આપ ફકત ૧૬ (સોળ) વરસની ઉંમરે જાહિરી ઈલ્મ મેળવીને ફારિગ થઈ ગયા હતા.

## રૂહાની (બાતિની) ઈલ્મ

- આપ પોતાના મહાન વાલિદ માજિદ પાસે રૂહાની (બાતિની) ઈલ્મ મેળવીને કય્યૂમિય્યતના અતિ ઉચ્ચ મકામ પર પહોંચી ગયા હતા.
- આપના મહાન વાલિદ સાહબે આપને પોતાના ખલીફા અને જાનશીન બનાવ્યા હતા.

## આપની શાદી અને સંતાન

આપની શાદી આપના વાલિદ સાહબના ખલીફા હઝરત મીર સગીર અહમદ રૂમીની બીજી સાહબઝાદી બીબી રુકય્યહ સાથે થઈ હતી. જેનાથી આપના ૬ (છ) મહાન સાહબઝાદાઓ પૈદા થયા હતા :

(૧) હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ
(૨) હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજજતુલ્લાહ
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબયદુલ્લાહ મુરવ્વિજુશ શરીઅત
(૪) હઝરત ખ્વાજા સૈફુદીન મુહ્યુસ્સુન્નહ
(૫) હઝરત શયખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ

(૬)હઝરત શયખ મુહમ્મદ સિદીક મહબૂબે ઈલાહી

## આપની પાંચ સાહબઝાદીઓના નામો

(૧) અમતુલ્લાહ (૨) આઈશહ (૩) આરિફહ
(૪) આકિલહ (૫) સફિય્યહ

## મસનદે કય્યૂમિય્યત

- આપના વાલિદ સાહબના ઈન્તિકાલ બાદ પહેલી રબીઉલ અવ્વલ હિજરીસન ૧૦૩૪ (ઈસ્વીસન ૧૬૨૪)ના દિવસે આપ કય્યૂમિય્યતની ગાદી પર બેઠા.
- તે દિવસે ૫૦૦૦૦ (પચાસ હઝાર) લોકોએ આપથી બયઅત કરી.
- હિજરીસન ૧૦૪૭ (ઈસ્વીસન ૧૬૩૭)માં ઔરંગઝૈબ મુહ્યુદ્દીન આલમગીર અને એની બે બહેનો : રોશનઆરા અને ગૌહરઆરા બયઅત થયા.
- આપના દસ્તરખ્વાન પર દરરોજ ૪૦૦૦ (ચાર હઝાર) માણસો ભોજન કરતા હતા.
- આપના દસ્તે મુબારક પર નવ લાખ આદમીઓએ બયઅત કરી ગુમરાહી અને ગુનાહોથી તવબહ કરી.

['બાગે ઔલિયાએ પંજાબ' (ઉર્દૂ) પાનું : ૧૫૮]

## આપની વફાત

૯, રબીઉલ અવ્વલ, હિજરીસન ૧૦૭૯ (ઈસ્વીસન ૧૬૬૮)માં સોમવારના દિવસે બપોરે આપનો દુ:ખદ ઈન્તિકાલ થયો.

## આપનો રોઝહ શરીફ

- શાહજહાન બાદશાહની બેટી રોશનઆરા હઝરતની મુરીદા અને ખાસ અકીદતમંદ હતી એટલે તેણીએ હઝરતનો રોઝહ શરીફ લાખો રૂપિયા ખર્ચ કરીને આલીશાન અને અતિ ખૂબસૂરત નિર્માણ કરાવ્યો.

● એ માટે તેણીએ ખાસ ઈરાનથી નિષ્ણાત કારીગરો અને ઉમદહ માલસામાન મંગાવ્યો.
● રોઝહ શરીફ પર સોનેરી કામ કરાવ્યું જે સૂરજ નીકળવા પછી જગમગી ઊઠતો હતો !

[વધુ માહિતી માટે ૫૦૦ (પાંચસો) પાનાનું આપનું વિસ્તૃત જીવનચરિત્ર 'ફયઝાને માસૂમિય્યહ' વાંચો.]

## રોઝહ શરીફમાં આવેલા આઠ મઝારોનો ટૂંકો પરિચય

### [૧] હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ ઉર્વતુલ વુસ્કા (રહ.)

આપનો પરિચય ઉપર આવી ગયો.

### [૨] હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅત (રહ.)

● આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના ત્રીજા ફરઝંદ હતા.
● આપનો જન્મ ૨૧, શાબાન, ૧૦૩૭ હિજરીસન (ઈસ્વીસન ૧૬૨૭)માં થયો હતો.
● આપનું નામ મુહમ્મદ ઉબૈદુલ્લાહ, લકબ બહાઉદ્દીન અને કુનિયત અબૂલ અબ્બાસ હતી.
● હઝરતને આપથી ખૂબ વધારે મુહબ્બત હોવાથી આપને હઝરત જીવ સાહબ અથવા મિયાં સાહબ કહીને બોલાવતા હતા.
● આપે એક મહિનામાં કુર્આન શરીફ હિફઝ કર્યું હતું. દિવસે દરરોજ એક પારહ યાદ કરીને રાતે સંભળાવી દેતા હતા !
● બાળપણથી જ વિલાયત અને હિદાયતની નિશાનીઓ આપની પેશાનીથી જાહેર થતી હતી.
● દીની તાલીમ પછી સુલૂકની મંઝિલો પોતાના વાલિદ સાહબથી તય કરી.
● હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના કેટલાક ખલીફાઓ, બાદશાહ પોતે, શાહી ખાનદાન, દરબારીઓ અને

અસંખ્ય લોકો આપથી મુરીદ થયા હતા.

- ૧૯, રબીઉલ અવ્વલ, ૧૦૮૩ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૬૭૨ ના જુમ્અહના દિવસે ઈશરાકની નમાઝ પઢતા હતા ત્યારે સજદહમાં ઈન્તિકાલ ફરમાવ્યો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

[વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : 'નકશબંદી ઔલિયા, ગ્રંથ : પાંચ, ફયઝાને માસૂમિય્યહ (રહ.)', પાનું : ૩૩૩ થી ૩૪૨]

## [૩] હઝરત શયખ અબૂલ ઊલા રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની, હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૬૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૨ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- ૨૦ (વીસ) વરસની ઉંમરે ઝાહિરી ઈલ્મથી ફારિગ થયા અને મુજાહદહ શરૂ કર્યા.
- આપે પોતાના ચહેરા પર નકાબ નાંખી દીધો અને લોકોની સાથે મળવાનું છોડી દીધું. એનું કારણ આપે પોતાના વાલિદ સાહબને જણાવ્યું કે :

"હઝરત સરવરે કાઈનાત અલયહિસ્સલાતુ વત્તસ્લીમાત મારી સામે (સતત) તશરીફ ફરમા (હાજર) છે, એટલે હવે હું ન કોઈના તરફ જોઈ શકું છું અને ન કોઈની સાથે વાત કરી શકું છું."

- સતત આઠ વરસ સુધી નકાબ નાંખીને રહ્યા !
- એ મુદતમાં હંમેશા કિબ્લહ રુખ બેસી રહેતા અને ફકત નમાઝ માટે ઉઠતા હતા !
- આપની શાદી હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના

સાહબઝાદહ શયખ સઅદુદ્દીનની દીકરી સાથે થયા જેમનાથી ચોથા મહાન કય્યૂમ હઝરત ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ પૈદા થયા !

- હઝરત અબૂલ ઊલાનો હિજરીસન ૧૧૦૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૯૪ માં ફકત ૪૩ (તેતાલીસ) વરસની યુવાન ઉંમરે પોતાના વાલિદ સાહબની હયાતીમાં જ ઈન્તિકાલ થયો હતો.

[વધુ વિગતો માટે વાંચો : 'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૩૮૦ થી ૩૮૨]

## [૪] હઝરત શયખ મુહમ્મદ અશરફ મહબૂબુલ્લાહ (રહ.)

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના ચોથા ફરઝંદ હતા.
- આપનો મુબારક જન્મ હિજરીસન ૧૦૪૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૩૩ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- ઝાહિરી ઈલ્મથી ફારિગ થઈ આપે કેટલીયે કિતાબો પર હાશિયહ લખ્યા.
- આપના વાલિદ સાહબે વફાતના ફકત બે વરસ પહેલાં આપને ફકત એક જ તવજ્જુહમાં તમામ બાતિની મકામોથી મુશર્રફ ફરમાવ્યા હતા.
- ૨૭, સફર, ૧૧૧૮ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૦૬ માં ૭૫ વરસની ઉંમરે વફાત પામ્યા.
- આપના ચાર સાહબઝાદાઓ અને ત્રણ સાહબઝાદીઓ હતી.

[વધુ વિગત માટે વાંચો : 'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૩૪૩ થી ૩૪૫]

## [૫] હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહિમહુલ્લાહ

- આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના સૌથી મોટા પુત્ર હતા.
- આપનો જન્મ ૧૨, રબીઉલ આખર, ૧૦૩૨ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૬૨૨ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- આપના મહાન દાદા સાહબ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ આપને જોઈને ફરમાવ્યું કે :

"આ છોકરામાંથી શ્રેષ્ઠતાની બૂ આવે છે માટે એનું નામ સિબ્ગતુલ્લાહ રાખો !"

- ૪૦ (ચાલીસ) જ દિવસમાં આપે કુર્આને કરીમ હિફ્ઝ કર્યું હતું !
- તે પછી ઝાહિરી ઈલ્મથી ફારિગ થઈને પોતાના વાલિદ સાહબથી સુલૂકની તકમીલ કરી.
- તે પછી વાલિદ સાહબે ખિલાફત આપીને કાબૂલ રવાના ફરમાવ્યા.
- અલ્લાહ તઆલાએ આપને ત્યાંના કુતુબ બનાવ્યા હતા.
- ૯, રબીઉલ આખર, ૧૧૨૧ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૦૯ માં ૯૨ (બાણું) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.
- આપને સરહિંદ શરીફમાં આપના વાલિદ સાહબના ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

[વધુ માહિતી માટે વાંચો : 'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૨૯૭ થી ૩૦૨]

## [૬] હઝરત શયખ મુહમ્મદ હાદી રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત મુરવ્વિજુશ્શરીઅહના મોટા સાહબઝાદહ છે.
- આપ ૧૦૬૨ હિજરીસનમાં પૈદા થયા.
- આપે હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ પાસે હદીષ શરીફ અને તફસીર પઢી અને સુલૂકની તકમીલ પણ કરી.
- આપ લેખક પણ હતા.
- 'કવાકિબે દુર્રિયહ' આપનો મશહૂર ગ્રંથ છે.
- મઅકૂલ અને મન્કૂલની અકષર કિતાબોના હાશયાઓ અને વિવેચનો પણ આપે લખ્યા હતા.
- આપ ૧૨, રબીઉલ્ અવ્વલ, ૧૧૨૧ હિજરીસનના રોજ વફાત પામ્યા.
- આપની અવલાદમાં છ છોકરાઓ અને બે છોકરીઓ હતી.
- 'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક આપના જ પૌત્ર છે.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૨૦૨,'હદિયએ અહમદિય્યહ' : ૫૭]

## [૭] શયખુલ ઈસ્લામ [મુહમ્મદ પારસા (રહ.)ના ફરઝંદ]

- હઝરત મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિ હઝરત શયખ મુહમ્મદ ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહના બીજા ફરઝંદ હતા એટલે હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- શયખુલ ઈસ્લામ એમના [હઝરત મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિના] ફરઝંદ હતા.

## [૮] હઝરત નૂર માસૂમ રહમતુલ્લાહિ અલયહિ

હઝરત નૂર માસૂમ રહમતુલ્લાહિ અલયહિ પણ હઝરત મુહમ્મદ પારસા રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ હતા.

## એ જ ગુંબજમાં આવેલા બીજા મઝારો

## [૯] હઝરત શયખ અબૂલ કાસિમ રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના સૌથી મોટા પુત્ર હઝરત સિબ્ગતુલ્લાહ રહિમહુલ્લાહુના આપ સૌથી મોટા પુત્ર હતા.
- આપે સુલૂકની તકમીલ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુથી કરી.
- ઝાહિરી ઉલૂમ પોતાના વાલિદ બુઝુર્ગવાર અને ચાચાઓ પાસેથી હાસિલ કર્યા.
- આપ હઝરત હુજ્જતુલ્લાહ (હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિ)ના જમાઈ હતા.
- હઝરત મુરવ્વિજુશ્શરીઅહ (ખ્વાજા ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ)ના આપ મુતબન્ના (દત્તક) હતા.
- હઝરત ખ્વાજા સયફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિની ખાનકાહના સામાનના આપ અધ્યક્ષ પણ રહ્યા.
- આપની કોઈ ઔલાદ ન હતી.
- ૧૦૮૧ હિજરીસનમાં આપની વફાત થઈ.

- હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના ગુંબજમાં સૌથી પ્રથમ કબર આપની જ બની. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૭૭]

## [૧૦] હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (ચોથા કય્યૂમ રહમતુલ્લાહિ અલયહિ)ના બીવી સાહિબા

- હિજરીસન ૧૧૩૭ મુતાબિક ઈસ્વીસન ૧૭૨૪ માં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (રહ.)ના બીવી સાહિબા, (આપ રહિમહુલ્લાહુના ફરઝંદ શયખ મુહમ્મદની વાલિદહ)નો દિલ્હીમાં ઈન્તિકાલ થયો.
- હઝરતે એમની લાશને સરહિંદ શરીફ મોકલી જયાં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

## [૧૧] હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (ચોથા કય્યૂમ) રહમતુલ્લાહિ અલયહિના બહેન સાહિબા

૧૧૪૯ હિજરી. મુતાબિક ૧૭૩૭ ઈસ્વીસનમાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (રહ.)ના બહેન, જે હઝરત મુહમ્મદ સિબ્ગતુલ્લાહ (રહ.)ના પૌત્ર, ગુલામ માસૂમની બીવી હતી, (તેનો) ઈન્તિકાલ થયો.

હઝરતે જનાઝહની નમાઝ પઢીને જનાઝો સરહિંદ શરીફ મોકલી આપ્યો, ત્યાં હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુના ગુંબદમાં દફન કરવામાં આવી.['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૭૦]

## [૧૨] 'રવઝતુલ કય્યૂમિય્યહ' કિતાબના લેખકના વાલિદ માજિદ શયખ હસન અહમદ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (ચોથા કય્યૂમ) રહિમહુલ્લાહુના ખલીફા હતા

- ૨૯, ૨જબ, ૧૧૪૯ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૩૬ માં દિલ્હીમાં ઈન્તિકાલ થયો.
- હઝરતે જનાઝહની નમાઝ પઢીને જનાઝહ સરહિંદ શરીફ મોકલ્યો.
- ત્યાં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના

ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

## [૧૩] હઝરત શયખ મુહમ્મદ પારસા રહિમહુલ્લાહ

- હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ રહમતુલ્લાહિ અલયહિના આપ બીજા સાહબઝાદહ હતા. એટલે આપ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૦૬૪ મુતાબિક ઈસ્વીસન ૧૬૫૩ માં સરહિંદ શરીફમાં થયો હતો.
- આપે પોતાના વાલિદ સાહબ રહિમહુલ્લાહુથી સુલૂકની તકમીલ કરી.
- આપ અતિ આકર્ષક અને રૂપાળા હતા.
- ૯, રબીઉલ અવ્વલ, ૧૧૪૨ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૨૯ માં આપનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો હતો.
- આપની લાશને સરહિંદ શરીફ લાવીને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં દફન કરવામાં આવ્યા હતા.

['રવઝતુલ કય્યૂમિય્યહ', રુકન : ૨, પાનું : ૨૧૪,
'અનવારે માસૂમિય્યહ', પાનું : ૧૬૪]

## [૧૪] હઝરત ખ્વાજા મુહમ્મદ અહરાર રહિમહુલ્લાહુ ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ

- હિજરીસન ૧૧૪૬ મુતાબિક ઈસ્વીસન ૧૭૩૩ માં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (ચોથા કય્યૂમ) રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા ફરઝંદ ખ્વાજા મુહમ્મદ અહરારનો દિલ્હીમાં ઈન્તિકાલ થયો હતો.
- હઝરતે ગુસલ અને દફન આપીને, જનાઝહની નમાઝ પઢીને લાશને સરહિંદ શરીફ મોકલી આપી.
- ત્યાં હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં પાઈતીની તરફ દફન કરવામાં આવ્યા.

['અનવારે માસૂમિય્યહ', પાનું : ૧૬૬]

## [૧૫] હઝરત શયખ મુહમ્મદ ફઝલુલ્લાહ રહિમહુલ્લાહ

- આપ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદી હઝરત ખદીજાના પુત્ર હતા. હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ભાણેજ અને દામાદ હતા.
- આપે પોતાના બે મહાન મામા (૧) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ અને (૨) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી બાતિની ફયઝ મેળવ્યો હતો.
- જાહિરી ઈલ્મમાં પણ આપ પરિપૂર્ણ હતા.
- આપ પેશાવરની સફરે ગયા હતા ત્યારે ત્યાં જ ૩, રજબ, ૧૧૧૭ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૦૫ માં જુમ્અહના દિવસે આપનો ઈન્તિકાલ થયો હતો.
- ઈન્તિકાલના ૨૮ (અઠ્ઠાવીસ) દિવસ વીતવા પછી શાબાન મહિનામાં આપનું તાબૂત પેશાવરથી સરહિન્દ શરીફ લાવવામાં આવ્યું હતું. અને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદના તેહખાનહ (ભોંયરા)માં હઝરતના પગની તરફ દફન કરવામાં આવ્યા હતા. [‘ફૈઝાને સઈદી’, પાનું : ૨૫૩]
- આપના સાહબઝાદહ હઝરત મૌલાના સફર અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ‘મકામાતે માસૂમી’ નામની કિતાબ લખી છે જેમાં પોતાના વાલિદ સાહબ હઝરત શયખ મુહમ્મદ ફઝલુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિના અને પોતાના મહાન નાના હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના હાલાત વિસ્તારથી લખ્યા છે.

## [૧૬] હઝરત શયખ મુહમ્મદ ઈસ્માઈલ રહિમહુલ્લાહ

- આપ હઝરત શયખ મુહમ્મદ સિબ્ગતુલ્લાહ રહિમહુલ્લાહુ ઈબ્ને હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના બીજા સાહબઝાદહ હતા.

- આપ રહમતુલ્લાહિ અલયહિ આપના ચાચા હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહના દામાદ (જમાઈ) હતા.
- હિજરીસન ૧૧૩૬ મુતાબિક ઈસ્વીસન ૧૭૨૩ માં આપની વફાત થઈ.

## [૧૭] હઝરત ખ્વાજા ગુલામ મુહમ્મદ રહિમહુલ્લાહ

- આપનો મઝાર હઝરત ખ્વાજા શયખ મુહમ્મદ ઈસ્માઈલ રહમતુલ્લાહિ અલયહિ (નંબર : ૧૬)ની બાજુમાં જ છે.
- આપના વિષે કંઈ માહિતી મળી શકી નથી.

## [૧૮] એક રાતમાં આલિમ થનાર શખ્સનો મઝાર

- આપનો મઝાર પણ ઉપરના બે મઝારોની નજીક છે.
- એમના વિષે પણ માહિતી મળી શકી નથી.

## [૧૯] હઝરતના ગુંબજ નજીકની આલીશાન મસ્જિદ

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહિમહુલ્લાહુના ત્રીજા સાહબઝાદહ હઝરત ખ્વાજા મુહમ્મદ ઉબૈદુલ્લાહ મુરવ્વિજુશ્શરીઅહ (રહ.)એ વાલિદ સાહબના ઈન્તિકાલના એક વરસ બાદ હિજરીસન ૧૦૮૦ મુતાબિક ઈસ્વીસન ૧૬૬૯ માં હજમાં જવાનો ઈરાદો કર્યો.
- આપના મુરીદોએ અને મુખ્લિસોએ પોતાની શકિત પ્રમાણે સફરના માટે હદિયહ તરીકે રૂપિયા પેશ કર્યા.
- સંજોગવશાત, કેટલાક મહત્ત્વના, અનિવાર્ય કારણોથી, આપ રહિમહુલ્લાહુએ પોતાની હજની સફરનો ઈરાદો મુલતવી કર્યો.
- આપે વિચાર્યું કે, હજના માટે મળેલા નાણાં બીજા કામોમાં ખર્ચ કરવાના બદલે મસ્જિદ બનાવવા માટે વાપરવા બેહતર છે.
- એટલે આપે ટૂંક મુદતમાં હઝરતના ગુંબદની નજીક ખૂબ જ

ખૂબસૂરત અને આલીશાન મસ્જિદ નિર્માણ કરાવી.

['રવઝતુલ કય્યૂમિય્યહ', રુકન : ૨, પાનું : ૧૮૫
'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૩૩૭]

## [૨૦] સુલતાન અબ્દુર્રહમાન ખિલજીનો મઝાર

- સુલતાન અબ્દુર્રહમાન ખિલજીની બલ્ખમાં હુકૂમત હતી.
- ઔરંગઝૈબને શાહજહાં બાદશાહે બલ્ખને જીતવા માટે લશ્કર લઈ મોકલ્યો.
- સુલતાન અબ્દુર્રહમાન ખિલજી હારી ગયો અને કૈદ થયો.
- ઔરંગઝૈબ તેને પોતાની સાથે સરહિંદ શરીફ લઈ ગયો.
- સુલતાન અબ્દુર્રહમાન ખિલજી હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિને જોઈને ખૂબ જ પ્રભાવિત થયો અને તત્કાલ પોતાની પત્ની સાથે આપ રહમતુલ્લાહિ અલયહિનો મુરીદ થઈ ગયો. અને સરહિંદ શરીફમાં જ સ્થાયી થયો.
- બાદશાહ શાહજહાંએ તેને બલ્ખની હુકૂમત પાછી આપવા ચાહી પરંતુ તેણે લેવાથી ઈન્કાર કરી દીધો !
- દુનિયાની હુકૂમતના બદલે રૂહાની બાદશાહના ગુલામ તરીકે રહેવાનું તેણે પસંદ કર્યું.
- સરહિંદ શરીફમાં જ તેનો ઈન્તિકાલ થયો.
- તેની કબર હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદની દક્ષિણ દિશામાં સંગે રુખામની બનેલી છે.
- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબજ તરફ જતા રસ્તામાં એ કબર આવે છે.

['રવઝતુલ કય્યૂમિય્યહ', રુકન : ૨, પાનું : ૩૯, ૪૦
'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૧૪૧]

## [૨૧] શાહજહાં બાદશાહની ત્રીજી કુંવરી ગવહરઆરા બેગમની કબર

શાહજહાં બાદશાહની ત્રીજી કુંવરી ગવહરઆરા બેગમ :

- અકલ અને ફહમ, ઈલ્મ અને અમલમાં અજોડ હતી.
- રાત–દિવસ ઈબાદતમાં મશગૂલ રહેતી.
- સવાર–સાંજ અલ્લાહ તઆલાના ખૌફથી રડતી રહેતી.
- સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી માથું ફેરવતી ન હતી.

એક રાત્રે તેણે ખ્વાબમાં જોયું કે :

- એક બગીચો છે જેની દીવાલો લાલ યાકૂતની છે.
- વૃક્ષો ઝુમુર્રદ (લીલા રંગના પન્ના, કિંમતી હીરા)ના છે.
- ધરતી સોનેરી છે.
- તે બગીચાની અંદર મરવારીદનો (મોતીઓનો) એક મહેલ છે, જેમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમાં છે.
- એક માણસ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે એ જ મહેલમાં ઊભો છે.
- આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેની તરફ વારંવાર ધ્યાન કેન્દ્રિત કરે છે અને તે માણસ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદ અનુસાર તમામ કામો અંજામ આપે છે.
- પૂછવાથી મા'લૂમ થયું કે આ શખ્સ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ છે.
- અલ્લાહ તઆલાએ દીન અને દુનિયાનું કારખાનું તેમને સોપેલું છે.

આ ખ્વાબ ગવ્હરઆરા બેગમે પોતાના ભાઈ ઔરંગઝૈબને બતાવ્યો અને તેની સાથે જ હઝરતની ખિદમતમાં હાજર થઈને બયઅતના શર્ફથી મુશર્રફ થઈ.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિ તેના હાલાતથી ઘણાં ખૂશ હતા. સુલૂકની તકમીલ (પરિપૂર્ણતા) પછી તેના હકમાં અત્યંત ઉચ્ચ દર્જાની ખૂશખબરી આપી.

## ગવ્હરઆરાએ હઝરત હુજજતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિથી પણ સુલૂકની તકમીલ કરી

૧૧૧૨ હિજરીસન મુતાબિક ૧૭૦૦ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની (ત્રીજા કય્યૂમ) રહમતુલ્લાહિ અલયહિ શાહી લશ્કરથી રવાના થઈને બુરહાનપૂર, અકબરઆબાદ થઈને શાહજહાંઆબાદ (દિલ્હી) પહોંચ્યા. ત્યાં શાહજહાંની બેટી ગવ્હરઆરાએ હઝરતના કિયામની વ્યવસ્થા કરી અને સુલૂકની તકમીલ કરી. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૭]

નીચેની વિગતોથી એવું માલૂમ થાય છે કે ગવ્હરઆરા બેગમ સરહિંદ શરીફમાં જ સ્થાયી થઈ ગઈ હતી અને ત્યાં જ તે વફાત પામી હતી અને દફન થઈ હતી.

'રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ'ના લેખક લખે છે કે :

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (ચોથા કય્યૂમ) રહમતુલ્લાહિ અલયહિ દર જુમ્અહની નમાઝ પછી બગીચાની સેર માટે તશરીફ લઈ જતા તો સરહિંદી બગીચામાં ગવ્હરઆરાની કબ્ર પર મોડે સુધી ફાતિહા પઢતા રહેતા અને ફરમાવતા કે :

> "આ કબ્ર પર એવું અઝીમ (મહાન) નૂર ઉતરે છે જે ઘણાં અવલિયાની કબ્ર પર પણ નથી હોતું."
>
> ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૪૦, ૪૧]

ગવહરઆરા બેગમની કબરનું ચોક્કસ સ્થાન જાણવા મળ્યું નથી.

## મૂળ ફારસી અશઆર

યા સાહિબલ જમાલિ વ યા સય્યિદલ બશર;
મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વિરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.
શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

## છઠ્ઠો વિભાગ

# હઝરત ખ્વાજા મુહમ્મદ સિદ્દીક (રહ.)નો ગુંબદ

### જન્મ

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના સૌથી નાના અને છઠ્ઠા ફરઝંદ છે. આપનો મુબારક જન્મ ૧૦૫૭ અથવા ૧૦૫૯ હિજરીસનમાં સરહિંદ શરીફમાં થયો. આપ પોતાના વાલિદ માજિદથી સંપૂર્ણ મળતાપણું ધરાવતા હતા.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિને પોતાના વૃદ્ધાવસ્થાના કારણે આપની તરબિયતની ઘણી ફિક્ર અને ચિંતા હતી કે કદાચ મામલો અપકવ રહી જાય અને ભાઈઓના મુહતાજ થાય.

### તાલીમ

જયારે આપ તાલીમ પ્રાપ્ત કરવાની ઉંમરે પહોંચ્યા ત્યારે થોડી મુદતમાં કુર્આન શરીફ ખત્મ કરીને દરમિયાની કિતાબો પઢવામાં મશ્ગૂલ થઈ ગયા અને ઉલૂમે અકલિયહ (તર્કશાસ્ત્ર વગેરે) અને ઉલૂમે નકલિયહ (હદીષ શરીફ વગેરે) થોડી મુદતમાં હાસિલ કરીને વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં સુલૂક (રૂહાની ઈલ્મ) મેળવવામાં મશગૂલ થઈ ગયા.

### ૧૮ વર્ષની ઉંમરે વાલિદ સાહબે આપને વિલાયતે અહમદી (સલ.)ની બશારત આપી

- અઢાર (૧૮) વર્ષની ઉંમરમાં હઝરતે આપને વિલાયતે અહમદી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની બશારત આપી.
- વીસ (૨૦) વર્ષની ઉંમરમાં તમામ કમાલાત અને તરીકાની ખુસૂસિયતોથી પોતાના ભાઈઓની જેમ સરફરાઝ થયા.

## બીમાર રહેતા હોવાથી ખાવામાં ઘણી પરેજી કરતા હતા

આપ મોટા ભાગે બીમાર રહેતા હતા, એટલા જ માટે મનપસંદ ભોજન, સ્વાદિષ્ટ ફળો વગેરેથી ઘણી પરેજી કરતા હતા.

આપ ફરમાવ્યા કરતા હતા કે :

"દહી મને વધારે પસંદ છે, પણ ૧૩ (તેર) વર્ષથી ખાધું નથી."

- આપ ખૂબ સાબિર (ધીરજવાળા) અને શાકિર (શુક્રગુઝાર) હતા.
- ઈલ્મ અને અમલ, વર્અ (પરહેઝગારી) અને તકવા, હુસ્ને સુલૂક (સુસભ્યતા) અને કસરે નફસીથી સંપૂર્ણ રીતે આભૂષિત હતા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૦,
'ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## હજ માટે તશરીફ લઈ ગયા

આપના વાલિદ સાહબ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની વફાતના થોડાં વર્ષો પછી આપ હજના માટે તશરીફ લઈ ગયા. ત્યાં ઘણાં લોકો આપથી મુરીદ થયા.

## હજથી વાપસીમાં શાહજહાંબાદ (દિલ્હી)માં સ્થાયી થયા

હજથી વાપસીમાં શાહજહાંબાદ (દિલ્હી)માં રહેવાનું પસંદ ફરમાવ્યું અને છેલ્લા શ્વાસ સુધી ત્યાં જ રહ્યા. અસંખ્ય માણસોએ આપથી ફાયદો ઉઠાવ્યો અને ઘણાં લોકો ખિલાફતથી મુશર્રફ થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૨, પૃષ્ઠ : ૨૩૦,
'ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## ફર્રૂખ સિયર બાદશાહ આપનો મુરીદ હતો

ફર્રૂખ સિયર બાદશાહ પણ આપનો મુરીદ હતો.

['ઉમ્દતુલ્ મકામાત', પૃષ્ઠ : ૩૯૫]

## ઈન્તિકાલ દિલ્હીમાં, દફન સરહિંદ શરીફમાં

૫, જમાદિલ્ અવ્વલ, ૧૧૩૦ હિજરીસનમાં દિલ્હીમાં આપનો ઈન્તિકાલ થયો અને જનાઝો સરહિંદ શરીફ પહોંચાડવામાં આવ્યો. આપના મઝાર પર પણ એક આલીશાન ગુંબજ બનાવવામાં આવ્યો.

આપના બે સાહબઝાદાઓ હતા :

(૧) શયખ મુહમ્મદ મહદી (૨) શયખ અબ્દુલ બાકી

આપની બે સાહબઝાદીઓ હતી :

(૧) મહરુન્નિસાઅ (૨) અઝીમુન્નિસાઅ

# મૂળ ફારસી અશઆર




– હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

મૂસા થયા બેહોશ તજલ્લીની ફકત એક ઝલકથી,
આપ ઝાતે હકને જોતા હતા, છતાં હોઠો પર હતી મુસ્કાન.

– ચારેય નઅત શરીફનું ગુજરાતી કાવ્ય રૂપાંતર કરનાર
– અબ્દુલકાદિર ફાતીવાલા

## સાતમો વિભાગ

# ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ અને તેમાં આવેલા મઝારો

## [૧] ત્રીજા કય્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

### સ્થાન

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ જે રસ્તા પર આવેલો છે તે જ રસ્તા પર ઘણો દૂર આપ રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ છે. ખૂબ જ એકાંત અને ફરતે ખેતરોથી ઘેરાયેલું સ્થાન છે.

### જન્મ, નામ, કુનિયત, લકબ વગેરે

આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના બીજા ફરઝંદ છે. આપની મુબારક પૈદાઈશ જુમ્અહના દિવસે ૭, રમઝાન, ૧૦૩૪ હિજરીસન (મુતાબિક ૧૩, જૂન, ૧૬૨૫ ઈસ્વીસન)માં સરહિંદ શરીફમાં થઈ હતી.

હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના નવજાત ફરઝંદનું નામ મુહમ્મદ નકશબંદ, કુનિયત અબૂલ્ કાસિમ અને લકબ શર્ફુદીન રાખ્યું અને શુક્રિયહ રૂપે ઘણું ખાવાનું પકાવીને હઝરત રિસાલતે પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની મુબારક રૂહના નામ પર તકસીમ કર્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૨, પૃષ્ઠ : ૧૩]

## હિફ્ઝે કુર્આન અને જાહેરી ઉલૂમ મેળવવામાં મશગૂલ

હઝરત હુજ્જતુલ્લાહ ટૂંકી મુદતમાં કુર્આન શરીફ હિફ્ઝ કરીને જાહેરી ઉલૂમ મેળવવામાં મશ્ગૂલ થઈ ગયા.

આપે અકષર કિતાબો પોતાના મુહતરમ ચાચા હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ખાઝિનર્રહમત રહમતુલ્લાહિ અલયહિ પાસે પઢી. આપ એવી તહકીક અને તદકીક સાથે પઢયા કરતા હતા કે હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ ફરમાવ્યા કરતા હતા :

"આ (ફરઝંદ) મારી પાસે પઢવા નથી આવતા, બલ્કે મને પઢાવવા આવે છે."

મતલબ કે આપે ફિકહ અને હદીષ તથા તમામ ઉલૂમે મુતદાવિલહ અત્યંત કોશિશથી પઢયા.

## ઈલ્મે બાતિન પોતાના વાલિદ બુઝુર્ગવારથી મેળવ્યો

ઈલ્મે કાલ (જાહેરી ઈલ્મ)ની સાથે ઈલ્મે હાલ (બાતિની ઈલ્મ) પણ આપે પોતાના વાલિદ બુઝુર્ગવાર પાસેથી હાસિલ કરવાનું શરૂ કરી દીધું અને લાયકાતની ઉચ્ચતાના કારણે થોડી મુદતમાં એવા હાલાત અને બનાવો પર પહોંચ્યા કે અક્કલ અને કલ્પનાથી બહાર છે.

## આપના પ્રથમ નિકાહ

ત્રીજા કય્યૂમ હઝરત હુજ્જતુલ્લાહ ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાનીના પ્રથમ નિકાહ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ભાણેજ (ફોઈની દીકરી) સાથે થયા હતા. આપની અકષર ઔલાદ એ જ પત્નીથી થઈ.

## આપના બીજા નિકાહ

બીજા નિકાહનો બનાવ આ પ્રમાણે છે :

ખુરાસાનના મશ્હૂર સય્યિદ મીર અબ્દુલ્લાહે હઝરત હુજ્જતુલ્લાહને ખ્વાબમાં જોયા તો ઝિયારતનો શૌખ પૈદા થયો. તે દિવસોમાં આપ પેશાવરમાં તશરીફ ફરમા હતા. મીર સાહબ અહીં હાજર થઈને મુરીદ થઈ ગયા. પછી શય્ખની મુહબ્બતનો ગલ્બહ થયો તો પોતાની સાહબઝાદી આઈશહ બેગમના નિકાહ આપની સાથે કરી દીધા. આ નિકાહ ૨૭, રબીઉલ્ અવ્વલ, ૧૦૮૦ હિજરીસન મુતાબિક ૧૬૬૯ ઈસ્વીસનના રોજ થયા.

## અરબના ઘણાં ઉલમા અને મશાઈખ આપથી બયઅત થયા

એ જ વર્ષે અરબના ઘણાં ઉલમા અને મશાઈખ જેમકે :

- શય્ખ અબ્દુલવહ્હાબ રઈસુલ્ મશાઈખ,
- શય્ખ ફખ્રુદ્દીન ખતીબ અને
- મૌલાના શમ્સુદ્દીન, અરબ ઉલમાના બાદશાહ વગેરે હાજર થઈને મુરીદ થયા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૯]

## આપનું કાબુલ તશરીફ લઈ જવું

- કાબુલવાસીઓના અતિ આગ્રહથી આપ હિજરીસન ૧૦૮૧ મુતાબિક ૧૬૭૦ ઈસ્વીસનમાં કાબુલ તશરીફ લઈ ગયા.
- બેશુમાર, અસંખ્ય લોકો ત્યાં આપથી બયઅત થયા.
- રમઝાન શરીફમાં તરાવીહમાં લોકોની એટલી ભીડ થઈ ગઈ કે કાબુલની ખૂબ વિશાળ જુમ્અહ મસ્જિદ પણ કાફી ન થઈ એટલે શહેરની બહાર બગીચામાં તરાવીહની નમાઝ અદા ફરમાવતા હતા.
- કેટલોક સમય કાબુલમાં રહીને આપ સરહિંદ શરીફ પાછા આવ્યા.

## હજની સઆદત

- હિજરીસન ૧૦૮૮ મુતાબિક ઈસ્વીસન ૧૬૭૭ માં આપ રહમતુલ્લાહિ અલયહિ ૭૦૦૦ (સાત હઝાર) માણસો સાથે હજ માટે તશરીફ લઈ ગયા.
- ત્યાં ત્રણ વરસ રોકાયા અને હરમૈન શરીફૈનથી બેશુમાર નેઅમતો હાસિલ કરી.
- વાપસીમાં સૂરત બંદરે ઉતરી સરહિંદ શરીફ તશરીફ લઈ ગયા.
- રસ્તામાં બાદશાહે આપની મુલાકાત કરી ભવ્ય સ્વાગત કર્યું.
- હિજરીસન ૧૧૦૬ મુતાબિક ઈસ્વીસન ૧૬૯૫ માં આપ રહમતુલ્લાહિ અલયહિએ બીજી વખત પણ હજ કરી.
- બીજી હજથી વાપસીમાં પણ આપ સૂરત બંદરગાહે ઉતર્યા જયાં ઔરંગઝૈબ આલમગીર બાદશાહે આપનું ભવ્ય સ્વાગત કર્યું.
- બાદશાહના આગ્રહથી આપ સરહિંદ શરીફ પહોંચવા પહેલાં થોડાં દિવસ દિલ્હીમાં રોકાયા અને બાદશાહને બાતિની તવજજુહ ફરમાવી 'વિલાયતે કુબરા'ની ખૂશ ખબર આપી.

## સરહિન્દ શરીફમાં આલીશાન ખૂબસૂરત મસ્જિદ બનાવી

૧૧૧૩ હિજરીસન મુતાબિક ૧૭૦૧ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ સરહિંદ શરીફ પહોંચીને હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિના ગુંબજથી ઉત્તર દિશા તરફ એક આલીશાન ખૂબસૂરત મસ્જિદ બનાવી.

કહે છે કે :

હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ આ મસ્જિદમાં ચાર જુમ્અહની નમાઝ અદા કરી. તે પછી બીમારીના ગલ્બહના કારણે જઈ શકયા નહિ. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૨૯]

## હઝરતનો ઈન્તિકાલ અને દફન

- ૮૧ (એકયાંસી) વરસની ઉંમરે, જુમ્અહની રાતે ૨૯, મુહર્રમ, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૦૨ માં આપનો ઈન્તિકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.
- આપ સરહિંદ શરીફમાં દફન થયા.

  [વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : 'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૩૦૨ થી ૩૩૩]
- આપના ગુંબદમાં બીજી પણ ત્રણ કબરો છે. તેની માહિતી નીચે પ્રમાણે છે.

## [૨] આપના બીવી સાહિબાની કબર

હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિના બે નિકાહ થયા હતા.

(૧) આપના પ્રથમ નિકાહ આપની ફોઈની દીકરી સાથે એટલે કે એમના વાલિદ હઝરત ઉર્વતુલ્ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિની ભાણેજ સાથે થયા હતા. આપની અકષર ઔલાદ એ જ પત્નીથી થઈ.

(૨) આપના બીજા નિકાહ ખુરાસાનના મશહૂર સય્યિદ મીર અબ્દુલ્લાહની સાહબઝાદી સાથે થયા હતા. એની વિગતો ઉપર આવી ગઈ છે.

ઉપરોકત બે બીવી સાહિબાઓ પૈકી કઈ બીવીનો મઝાર આપના ગુંબદમાં છે તે જાણવા મળ્યું નથી.

## [3] આપના ફરઝંદ મુહમ્મદ ઉમરની કબર

- આપ ૧૦૭૦ હિજરીસનમાં પૈદા થયા.
- આપની શાદી અબૂલ હસન તાનાશાહીની છોકરી સાથે થઈ હતી.

- આપ ૧૧૧૮ હિજરીસનમાં વફાત પામ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ' રુકન : ૩, પૃષ્ઠ : ૧૪૯, ૧૫૦]

આપને સરહિંદ શરીફમાં આપના વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદમાં દફન કરવામાં આવ્યા.

- આપની ઔલાદમાં ફકત એક સાહબઝાદી જ હતી.

## [૪] હુજજતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાહબઝાદીની એક કબર

- હુજજતુલ્લાહ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ રહમતુલ્લાહિ અલયહિની બે સાહબઝાદીઓ હતી :

  (૧) અમતુલ કરીમ (૨) અમતુલ કૈયૂમ (જીવની બેગમ)

- આ બે સાહબઝાદીઓમાંથી આપના ગુંબદમાં કોની કબર છે તે જાણવા મળ્યું નથી.



32 Hazarat khawja Mohammed Zubair R.A.

# આઠમો વિભાગ

# ચોથા કચ્યૂમ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ અને મઝાર

## સ્થાન

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિના ગુંબદના રસ્તામાં, અફઘાનિસ્તાનના સુલતાન ખિલજીના મઝારની પશ્ચિમ દિશામાં હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ અને મસ્જિદ છે.

## જન્મ, નામ, કુનિયત

હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ સોમવારના દિવસે, ૫, ઝીલકદ, ૧૦૯૩ હિજરીસનમાં થયો. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૫]

આપનું મુબારક નામ મુહમ્મદ ઝુબૈર અને કુનિયત અબૂલ્ બરકાત તથા લકબ શમ્સુદ્દીન રાખવામાં આવ્યું.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૮]

- હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિ આપના પરદાદા હતા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ ષાની રહમતુલ્લાહિ અલયહિ આપના દાદા હતા અને
- હઝરત અબૂલ ઊલા રહમતુલ્લાહિ અલયહિ આપના વાલિદ હતા.

## પ્રાથમિક તાલીમ

જયારે આપની ઉંમર ચાર વર્ષ અને ચાર માસની થઈ, તો આપને એક સઆદતમંદ અદીબ અને તાલિઅમંદ મુઅલ્લિમના હવાલે કરવામાં આવ્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૩]

## ૧૩ વર્ષની ઉંમરે દાદાની સાથે હજ પઢવા ગયા

આપ ૧૩ (તેર) વર્ષની ઉંમરમાં પોતાના દાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિની સાથે હજના માટે તશરીફ લઈ ગયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૧૭]

## આપના દાદા હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ બીજા (હુજ્જતુલ્લાહ)એ આપને આપના જાનશીન બનાવ્યા

હઝરત મુજદ્દિદે અલ્ફેષાની કુદ્દિસ સિર્રુહૂને જે વર્ષે 'તજદીદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિ'નો હોદ્દો અર્પણ થયો હતો, તેના પૂરા ૧૦૦ (એકસો) વર્ષ પછી ૧૧૧૧ હિજરીસન મુતાબિક ૧૬૯૯ ઈસ્વીસનમાં હઝરત હુજ્જતુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિએ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને પોતાના ખલીફા બનાવીને કુતુબુલ્ અકતાબ અને કય્યૂમિય્યતનો ખિલ્અત (પોષાક) પહેરાવીને પોતાના વલીઅહદ (ગાદીવારસ) બનાવ્યા અને પોતાના તમામ મુરીદો તથા ખલીફાઓને બાતિની તરબિયતના માટે આપના હવાલે કર્યા. ['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૨]

## દાદા સાહબનો ઈન્તિકાલ અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહિમહુલ્લાહનું મન્સબે કય્યૂમિય્યત પર બેસવું

તે પછી ૨૯, મુહર્રમ, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૭૦૩ ઈસ્વીસનના રોજ હઝરત ખ્વાજા મુહમ્મદ નકશબંદ હુજ્જતુલ્લાહ રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ થઈ ગયો અને શનિવારના દિવસે, ૧,

સફર, ૧૧૧૪ હિજરીસન મુતાબિક ૧૭૦૨ ઈસ્વીસનના રોજ માત્ર ૨૧ (એકવીસ) વર્ષની ઉંમરે આપ ઈર્શાદે કય્યૂમિય્યતની મસ્નદ પર જલ્વહ અફરોઝ થયા. (બેઠા).

['રવઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૬]

## કાબુલ તશરીફ લઈ ગયા

- કાબુલના લોકોના ખૂબ આગ્રહથી હિજરીસન ૧૧૧૮ મુતાબિક ઈસ્વીસન ૧૭૦૭ માં આપ કાબુલ તશરીફ લઈ ગયા.
- કાબુલનો હાકિમ હઝરતના સ્વાગત માટે પેશાવર સુધી આવ્યો.
- થોડાં મહિના કાબુલમાં રહીને આપ સરહિંદ શરીફ પાછા આવ્યા.

## સરહિન્દ શરીફથી દિલ્હી હિજરત કરી

- હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિને ભવિષ્યમાં ટૂંક સમય પછી સરહિંદ શરીફ પર મરાઠાઓના આક્રમણ અને તબાહીની કશ્ફથી જાણ થઈ ગઈ.
- બન્ને બુઝુર્ગોએ સરહિંદ શરીફના લોકોને આ વાતની જાણ કરી ચેતવ્યા અને બન્ને બુઝુર્ગોએ સરહિંદ શરીફથી હિજરીસન ૧૧૨૧ માં પોતાના પરિવારો સાથે દિલ્હી હિજરત ફરમાવી ત્યાં જ સ્થાયી થઈ ગયા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર (રહ.)નો જાહોજલાલ

- હિજરીસન ૧૧૪૬ માં હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ૮૬ (છયાંસી) વરસના વયો વૃદ્ધ પૌત્ર હઝરત શૈખ ઝિયાઉદ્દીન ખાસ આપની મુલાકાતના માટે સરહિંદ શરીફથી દિલ્હી તશરીફ લાવ્યા.
- હઝરત ખ્વાજા મુહમ્મદ ઝુબૈર રહમતુલ્લાહિ અલયહિ દિલ્હીમાં જયારે મસ્જિદ તરફ જવા પોતાના ઘરેથી બહાર નીકળતા ત્યારે

અમીરો પોતાની કીમતી શાલો અને પાઘડીઓ ઉતારીને રસ્તા ઉપર બિછાવી દેતા હતા કે જેથી આપના મુબારક કદમ જમીન પર ન પડે !

## હઝરતનો ઈન્તિકાલ અને દફન

છેવટે ૪, ઝીલકદ, ૧૧૫૨ હિજરીસન મુતાબિક ૧૭૪૦ ઈસ્વીસનના ઈશરાકના સમયે ૫૯ (ઓગણસાંઠ) વર્ષની ઉંમરમાં હઝરતે આ ફાની દુનિયાથી કૂચ ફરમાવી. હઝરતનો જન્મ અને વફાત બન્ને બુધવારના દિવસે થયા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૧]

ઈન્તિકાલના સમાચાર સાંભળીને આખા શહેરમાં દોડધામ મચી ગઈ અને તમામ સંબંધીઓ, અમીરો અને ગરીબો તથા બાદશાહ અને વઝીર બધાં રંજ અને ગમ કરવા લાગ્યા.

તે પછી હઝરતને ગુસલ અને કફન આપીને સરહિંદ શરીફ લઈ ગયા અને ૧૨, ઝીલકદ, જુમેરાતના દિવસે શય્ખ સઅદુદ્દીનની હવેલીમાં સરહિંદ શરીફમાં દફન કરવામાં આવ્યા.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૫]

તે પછી ૧૧૫૩ હિજરીસનમાં હઝરતની કબર પર એક આલીશાન ગુંબદ બનાવવામાં આવ્યો, જે અનેક પ્રકારના રંગોના સજાવટથી સુશોભિત હતો.

['રવ્ઝતુલ્ કય્યૂમિય્યહ', રુકન : ૪, પૃષ્ઠ : ૨૭૬]

[હઝરતના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો :
'ફયઝાને માસૂમિય્યહ', પાનું : ૩૮૩ થી ૪૨૫]




45. Hazarat Khwaja Mohammed Saifuddin R.A.

## નવમો વિભાગ

# હઝરત ખ્વાજા સૈફુદ્દીન મુહ્યુસ્સુન્નહ રહમતુલ્લાહિ અલયહિનો ગુંબદ અને મઝાર

**સ્થાન**

હાઈ–વેથી દાખલ થવાના દરવાજાથી મુખ્ય રોઝહ શરીફ તરફ જતાં રસ્તામાં અરધે પહોંચ્યા પછી જમણી તરફ (દક્ષિણ દિશામાં) એક પેટા રસ્તો જાય છે જે હઝરતના રોઝહ સુધી પહોંચે છે.

**જન્મ તથા શિક્ષણ**

- આપ હઝરત ઉર્વતુલ્ વુસ્કા કુદિસ સિર્રુહૂના પાંચમા ફરઝંદ છે.
- આપનો મુબારક જન્મ ૧૦૪૯ હિજરીસન મુતાબિક ૧૬૩૯ ઈસ્વીસનમાં સરહિંદ શરીફમાં થયો.
- જયારે આપ સમજણની વયે પહોંચ્યા તો થોડી મુદ્દતમાં આપે કુર્આન મજીદ હિફઝ કરી લીધું.
- તે પછી થોડાં સમયમાં દરમિયાની કિતાબો પઢી.

**૧૧ વર્ષની ઉંમરે ફનાએ કલ્બથી મુશર્રફ થઈ ગયા**

- ૧૧ (અગિયાર) વર્ષની ઉંમરે આપના વાલિદ બુઝુર્ગવારે આપને ફનાએ કલ્બની બશારત આપી અને આપની ઉચ્ચ લાયકાતને ધ્યાનમાં રાખીને આપની પ્રગતિનો ઘણો ખ્યાલ રાખ્યો.
- આપ યુવાનીના આરંભમાં જ તમામ કમાલાત હાસિલ કરીને અલ્લાહ તઆલાની બારગાહમાં મકબૂલ થઈ ગયા.

**ઔરંગઝૈબ બાદશાહની બાતિની (રૂહાની) તરબિયત માટે વાલિદ સાહબે આપને દિલ્હી મોકલ્યા**

તે સમયના સુલતાન ઔરંગઝૈબ આલમગીરે હઝરત ઉર્વતુલ્

વુસ્કા રહિમહુલ્લાહુની ખિદમતમાં પત્ર લખીને દરખાસ્ત કરી કે :

"હું સલતનતના કામોમાં મશ્ગૂલ છું, એટલે આપની ખિદમતમાં સરહિંદ શરીફ હાજર નથી થઈ શકતો. જેથી આપ પોતાના ખાદિમોમાંથી અથવા ખલીફાઓમાંથી કોઈને મારી પાસે મોકલો, જેથી હું તેમનાથી બાતિની ફૈઝ મેળવી શકું."

હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહિમહુલ્લાહુની પારદર્શી નિગાહે હઝરત ખ્વાજા સૈફુદીન રહિમહુલ્લાહુને જ પસંદ ફરમાવ્યા અને બાદશાહની તરબિયતના માટે આપને શાહજહાંબાદ (દિલ્હી) મોકલ્યા.

['હાલાતે હઝરાતે મશાઈખે નકશબંદિય્યહ મુજદ્દિદિય્યહ' : ૩૫૦]

એવું અનુમાન છે કે આપ ૧૦૭૬ હિજરીસનના શરૂઆતમાં દિલ્હી તશરીફ લઈ ગયા હતા.

એવું માલૂમ થાય છે કે જયારે હઝરત ખ્વાજા સય્ફુદીન રહમતુલ્લાહિ અલયહિ શાહજહાંબાદ (દિલ્હી) પહોંચ્યા તો તે સમયે સંજોગવશાત આલમગીર બાદશાહ દિલ્હીમાં ન હતો, કારણ કે હઝરત ખ્વાજા સૈફુદીન રહિમહુલ્લાહુએ પોતાના વાલિદ બુઝુર્ગવાર હઝરત ઉર્વતુલ્ વુસ્કા રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં લખ્યું હતું કે :

**'બાદશાહ વ અહલે અસ્કર દરીં શહર નેસ્તન્દ'**

[બાદશાહ અને લશ્કરના સૈનિકો આ શહેરમાં નથી.]

પરંતુ દિલ્હીવાસીઓએ આપનું ભરપૂર સ્વાગત કર્યું. અત્યંત માન–સન્માનની સાથે આપને રાખ્યા અને મોટી સંખ્યામાં આપથી બયઅત થયા.

## શાહી ખાનદાનના લોકો આપથી બયઅત થયા

નકલ છે કે :

શાહજહાંબાદ (દિલ્હી)માં રહેવા દરમિયાન :

● બાદશાહ,
● શહઝાદહ મુહમ્મદ આઝમ,
● શહઝાદહ મુહમ્મદ મુઅઝ્ઝમ,
● શહઝાદી રોશનઆરા,
● નવાબ મુકર્રમખાં,
● હઝરત હાફિઝ મુહમ્મદ મુહસિન (શયખ અબ્દુલ હક મુહદ્દિષે દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિના નવાસા)
● હાજી અબ્દુર્રઊફ (ફતેહપૂરી મસ્જિદના ઈમામ)

અને બીજા પુષ્કળ લોકો આપથી બયઅત થયા. તે સમયે આપની ઉંમર ૨૭ (સત્તાવીસ) વર્ષની હતી.

['હઝરત મુજદ્દિદ રહિમહુલ્લાહુ ઔર ઉનકે નાકિદીન' : ૩૪૦]

## બાદશાહની બાતિની (રૂહાની) તરક્કી વિષે વાલિદ સાથે પત્ર-વ્યવહાર

● અમુક સમય પછી આપે વાલિદ સાહબને પત્ર લખી જણાવ્યું કે :

– બાદશાહના લતીફાઓ ઝાકિર અને રોશન થઈ ગયા છે.
– તેઓ સુલતાનુલ અઝકારના મકામ સુધી પહોંચ્યા છે.
– નફી–ઈસ્બાતના ઝિક્રની સાથે પાબંદ છે.

● વાલિદ સાહબે એના જવાબમાં લખ્યું કે :

– આ ફકીરને ઉમ્મીદ છે કે થોડાં સમયમાં સુલતાન ફનાએ કલ્બથી મુશર્રફ થઈ જશે.
– એ વિલાયતના દરજજાઓમાંથી પહેલો દરજજો છે.

['મકતૂબાતે માસૂમિય્યહ', દફતર : ૩, મકતૂબ : ૨૨૦]

● અમુક સમય પછી હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહિમહુલ્લાહુએ પોતાના એક પત્રમાં શહઝાદહ મુહમ્મદ આઝમની પણ એવી જ બાતિની તરક્કી લખી જણાવી હતી. ['મકતૂબાતે સૈફિય્યહ', મકતૂબ : ૧૪૨]

## આપની મજલિસમાં લોકોની ભીડ રહેતી હતી

'બરકાતે મઅસૂમી'માં છે કે :

એક દિવસ શાહઝાદહ મુહમ્મદ આઝમ હઝરત ખ્વાજા સયફુદ્દીન રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થયો. દરવાજા પર મુખ્લિસ લોકોની ભીડ હતી, જે કારણસર શહઝાદહની પાઘડી પડી ગઈ.

આ સમાચાર બાદશાહ સુધી પહોંચ્યા. બાદશાહે અલ્લાહ તઆલાનો શુક્રિયહ અદા કર્યો કે આ ઝમાનામાં એવા બાકમાલ માણસ પણ મૌજૂદ છે કે મખ્લૂક તેના પર પતંગિયાની માફક પડી રહી છે.

['બરકાતે મઅસૂમી', પૃષ્ઠ : ૩૧૪, ૩૧૮,
બ હવાલા : 'હઝરત મુજદ્દિદ ઔર ઉનકે નાકિદીન' : ૨૩૬]

દિલ્હીમાં કેટલોક સમય રહીને આપ સરહિંદ શરીફ પાછા આવ્યા.

## આપનો ઈન્તિકાલ

હઝરત ખ્વાજા સયફુદ્દીન (રહ.)નો સુડતાલીસ (૪૭) વર્ષની ઉંમરમાં ૨૬, જમાદિલ્ અવ્વલ, ૧૦૯૬ હિજરીસન મુતાબિક ૧૬૮૫ ઈસ્વીસનના રોજ ઈન્તિકાલ થયો. ['મશાઈખે નકશબંદિય્યહ', પૃ. : ૩૫૬]

## દેશ–વિદેશમાં સિલસિલાનો ફેલાવો

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી,
હઝરત ખ્વાજા સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિથી અને
આપના ખલીફાઓ તથા તેમના ખલીફાઓથી,
નકશબંદી સિલસિલાનો આખા દેશ અને પરદેશમાં
ખૂબ મોટા પ્રમાણમાં ફેલાવો થયો છે.

એ પૈકી કેટલાક પ્રખ્યાત બુઝુર્ગોના નામો ફકત નમૂના તરીકે લખ્યા છે :

(૦૧)હઝરત શાહ અબ્દુલ ગની બિન શાહ અબૂ સઈદ રહિમહુલ્લાહ
(૦૨)હઝરત શાહ અ.ગની (રહ.), દારુલ ઉલૂમ દેવબંદના ઉસ્તાદે હદીષ
(૦૩)હઝરત મૌલાના શાહ રફીયુદ્દીન દેવબંદી, મદની રહિમહુલ્લાહ
(૦૪)હઝરત મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની દેવબંદી રહિમહુલ્લાહ
(૦૫)હઝરત ખ્વાજા મુહમ્મદ આફાક રહમતુલ્લાહિ અલયહિ
(૦૬)હઝરત મૌલાના મુહમ્મદ અલી મૂંગીરી રહમતુલ્લાહિ અલયહિ, દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવના સ્થાપક
(૦૭)હઝરત મખ્દૂમ અબૂલ કાસિમ ઠઠવી રહિમહુલ્લાહ (સિંધ)
(૦૮)હઝરત મખ્દૂમ આદમ ઠઠવી રહમતુલ્લાહિ અલયહિ (સિંધ)
(૦૯)હઝરત નૂર મુહમ્મદ બદાયૂંનિ રહમતુલ્લાહિ અલયહિ
(૧૦)હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિ
(૧૧)હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ
(૧૨)હઝરત મૌલાના ખાલિદ રૂમી રહમતુલ્લાહિ અલયહિ
(૧૩)અલ્લામહ શામી રહમતુલ્લાહિ અલયહિ

## હઝરત ખ્વાજા સૈફુદ્દીન (રહ.)ના મકાતિબ (પત્રો)

- આપના મુબારક પત્રોના સંગ્રહનું નામ 'મકતૂબાતે સૈફિય્યહ' છે.
- એમાં આપના ૧૯૦ (એકસો નેવું) મકાતિબ (પત્રો) છે.

## આપની ઔલાદ

હઝરત ખ્વાજા મુહમ્મદ સૈફુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના ૮ (આઠ) સાહબઝાદાઓ અને ૬ (છ) સાહબઝાદીઓ હતી.

## વિસ્તૃત જીવનચરિત્ર

આપનું વિસ્તૃત જીવનચરિત્ર 'ફૈઝાને માસૂમિય્યહ' (નકશબંદી ઔલિયા ગ્રંથ : ૫)માં પાના : ૩૪૬ થી ૩૭૭ માં લખ્યું છે તે વાંચવા વિનંતી.

# ઔલિયાની ફઝીલત

[૧]

اَلَآ اِنَّ اَوْلِیَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَیْهِمْ وَلَا هُمْ یَحْزَنُوْنَ ط
(سُوْرَہْ 'یُوْنُس' : ٦٢)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઔલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઔલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ یَتَفَكَّرُوْنَ ط ('اَعْرَاف' : ١٧٦)

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
તેઓ કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِیْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' ('حدیث شریف')

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઝિક્ર જયાં ઔલિયાનો થાય છે;
રહમત ત્યાં અલ્લાહની નાઝિલ થાય છે.




**Hazarat Shaikh Imam Rafiuddin R.A.**




**Mother of Hazarat Imam Rabbani R.A.**

## દસમો વિભાગ

# મસ્જિદે સદના કસાઈ નજીકના કબ્રસ્તાનના મઝારો

[૧]

## હઝરત ઈમામ રફીઉદ્દીન રહિમહુલ્લાહુનો મઝાર

**આપના મઝારનું સ્થાન :**

ફતેહગઢ સાહિબ રેલ્વે સ્ટેશનથી પશ્ચિમ દિશામાં મસ્જિદે સદના કસાઈ છે તેના નજીક એક મોટા કમ્પાઉન્ડમાં હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર છે.

**આપનો પરિચય નીચે પ્રમાણે છે:**

આપ જાહિરી અને બાતિની બન્ને પ્રકારના ઈલ્મથી આભૂષિત હતા. પોતાના વાલિદ શયખ નસીરુદ્દીનના જાનશીન અને ખલીફા હતા.

ઉપરાંત બીજા પણ અનેક મહાન મશાઈખથી આપે ફયઝ હાસિલ કર્યો હતો. અને એમાંથી મોટા ભાગના બુઝુર્ગોએ આપને ખિલાફતથી નવાઝયા હતા.

છેવટે હઝરત મખ્દૂમ સય્યિદ જલાલુદ્દીન બુખારી જહાંનિયા જહાંગશ્ત રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા. આપથી વિશેષ બાતિની ફયઝ હાસિલ કર્યો. ઉચ્ચ મકામાત મેળવ્યા અને આપની ખિલાફતથી મુશર્રફ થયા.

હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિએ આપના ઝુહદ અને તકવાના કારણે આપને પોતાના ઈમામે નમાઝ બનાવ્યા હતા. ઉપરાંત

પોતાની સાહબઝાદી સાથે આપના નિકાહ કરાવીને પોતાના દામાદ (જમાઈ) પણ બનાવ્યા હતા.

હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિના જ વંશમાં છટ્ઠી પેઢીએ હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનો જન્મ થયો.

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના ખાનદાનમાં આપ જ પહેલા બુઝુર્ગ છે જેઓ વિદેશથી હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને અહીં વસવાટ કર્યો.

ઉપરાંત આપ જ તે બુઝુર્ગ છે જેમણે સરહિંદ શરીફના કિલ્લા અને શહેરનું બાંધકામ પોતાની દેખરેખ હેઠળ કર્યું. અને પ્રથમ અહીં વસવાટ કરીને શહેરને આબાદ કર્યું.

એની વિગતો પહેલાં વિભાગમાં આવી ગઈ છે.

## હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિએ સરહિંદ શરીફમાં નિવાસ કર્યો

હઝરત ઈમામ રફીઉદ્દીન રહિમહુલ્લાહુને બશારત મળી હતી કે અલ્લાહ તઆલાના મહબૂબ બંદા હઝરત મુજદ્દિદ સાહબનો જન્મ એમની નસલમાં થશે એટલે આપ સરહિંદ શરીફના રહેવાસી થઈ ગયા.

સુલતાન ફીરોઝશાહ તુગલકે હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિને ઘણાં ગામો ભેટ આપ્યા અને સરહિંદ શરીફની વ્યવસ્થા અને વહીવટ પણ તેમને જ સોંપ્યા.

અલ્લાહ તઆલા તરફથી બાતિની રિયાસત (હુકૂમત) પણ તેમને મળેલી હતી. તેઓ એ વિસ્તારના કુતુબ પણ હતા.

હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મઝાર

સરહિંદ શરીફમાં જ છે.

એમની છટ્ટી નસલ (પેઢી)માં હઝરત શયખ અબ્દુલ અહદ (રહ.)ના ઘરે ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલફેસાની હઝરત શયખ અહમદ સરહિંદી ફારૂકી (રહ.)નો મુબારક જન્મ થયો.

આ બન્ને બુઝુર્ગોના વચમાંના ચાર પેઢીઓના બુઝુર્ગોનો ટૂંકો પરિચય હવે મેળવી લઈએ.

### [૧] શયખ હબીબુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

આપ હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હતા. વાલિદના ઈન્તિકાલ બાદ ખાનકાહની ગાદીનશીની આપને જ મળી. પોતાના ઝમાનાના વલી અને મશહૂર બુઝુર્ગ હતા.

### [૨] શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિ

આપે બાતિની ફયઝ પોતાના વાલિદ બુઝુર્ગવારથી મેળવ્યો. તેમના ઈન્તિકાલ બાદ ગાદીનશીન અને ખલીફા થયા અને સરહિંદ શરીફની ઝાહિરી અને બાતિની રિયાસત (હુકૂમત) આપને સોંપવામાં આવી.

### [૩] શયખ અબ્દુલ હય રહમતુલ્લાહિ અલયહિ

આપ શયખ મુહમ્મદ રહમતુલ્લાહિ અલયહિના ફરઝંદ અને સજ્જાદહનશીન હતા. પોતાના સમયના જય્યિદ (પ્રખર) આલિમ હતા. પોતાના વાલિદ માજિદની જેમ સામાન્ય લોકોને રાહે રાસ્ત પર લાવવા માટે હમેશા પ્રયત્નો કરતા રહ્યા.

### [૪] શયખ ઝયનુલ આબિદીન

વાલિદના ઈન્તિકાલ બાદ ગાદીનશીન થયા. પોતાના ઝમાનાના મહાન મશાઈખમાં આપની ગણના થતી હતી. ઝાહિરી અને

બાતિની બન્ને દૌલતથી આપ માલામાલ હતા.

### આપના મુબારક મઝાર પર હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિની દુઆ

- તજદીદના તેરમાં વરસે, એક દિવસે, હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પોતાના મહાન પૂર્વજ, સરહિંદ શરીફના સ્થાપક, હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિના મુબારક મઝાર પર તશરીફ લઈ ગયા.
- ફાતિહા બાદ આપે તમામ કબ્રસ્તાનવાળાઓની મગફિરતના માટે અલ્લાહ તઆલાથી દુઆ કરી.
- અલ્લાહ તઆલા તરફથી આપને ઈલ્હામ થયો કે :

“અમે એક હફતાના માટે આ કબ્રસ્તાનથી અઝાબ ઉઠાવી લીધો.”

આપે રડીને અરજ કરી કે :

“હે પરવરદિગાર ! તારી રહમતની કોઈ હદ નથી. હજુ વધારે મગફિરત ફરમાવ ! ”

વારંવાર દરખાસ્ત કરવા પછી ઈલ્હામ થયો કે :

“અમે પોતાના ફઝલથી તમારા ખાતિર આ કબ્રસ્તાનથી કિયામત સુધી અઝાબ ઉઠાવી લીધો.”

[૨]

## હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના માનવંત માતા રહમતુલ્લાહિ અલયહાનો મુબારક મઝાર

### આપના મુબારક મઝારનું સ્થાન :

હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર જે કમ્પાઉન્ડમાં છે તે જ કમ્પાઉન્ડમાં આપ રહમતુલ્લાહિ

અલયહાનો મઝારે મુબારક પણ છે.

## હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના વાલિદ સાહબ સાથે થયેલા વાલિદહના નિકાહની વિગતો

હઝરત મુજદ્દિદ અલયહિર્રમહના વાલિદ માજિદ હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિને સફર અને સૈર (ભ્રમણ કરવા)માં વધારે રસ અને રુચિ હતા.

ખ્વાજા હાશિમ કશ્મી રહમતુલ્લાહિ અલયહિ પોતાની કિતાબ 'ઝુબ્દતુલ મકામાત'માં લખે છે કે :

એક વખતે હઝરત મખ્દૂમ, સિકન્દરા નામના કસ્બામાં ગયા. એ કસ્બો દિલ્હીથી ૨૧ (એકવીસ) માઈલ (લગભગ ૩૪ કિલોમીટર) દૂર છે. ત્યાંના આલિમોથી આપે હદીષ શરીફની કિતાબો પઢી. લોકોએ આપમાં સલાહિય્યતના અનવાર જોયા. તેઓ આપના ચાહક થઈ ગયા. આપનો ખૂબ આદર કરવા લાગ્યા.

એ જ અરસામાં ત્યાંની એક પાકદામન, સય્યિદાએ ખ્વાબમાં જોયું કે :

હઝરત મખ્દૂમના સીનામાંથી એક નૂર નીકળ્યું, તેમાં એક તખ્ત પ્રગટ થયો. તેના પર એક શખ્સ તકિયો લગાવીને બેઠા છે. લોકો તેની ચારે તરફ ઊભા છે. તેમાંથી એક શખ્સ કહી રહ્યો છે કે :

"આ મખ્દૂમ અબ્દુલ અહદના ફરઝંદ (શયખ અહમદ મુજદ્દિદે અલફેષાની) છે."

સવારે પેલી સય્યિદાએ પોતાના ખાવિંદને ખ્વાબની વાત કરી. તેણે હસરત અને અફસોસથી એક ઠંડો નિઃશ્વાસ નાંખીને કહ્યું :

"અફસોસ ! મારે ત્યાં કોઈ બેટી નથી, નહિતર આ મહાન સઆદત (સૌભાગ્ય) હું જ હાસિલ કરતે ! "

સય્યિદાએ કહ્યું :

“મારી એક ખૂબ જ નેક બહેન છે. તેની શાદી એમની સાથે કરી દેવી જોઈએ.”

તેના ખાવિંદે હઝરત મખ્દૂમ (રહ.)થી એ વિષે વાત કરી. પ્રથમ તો આપે ઈન્કાર કરી દીધો. પરંતુ ઘણી વિનંતીઓ બાદ આપે કબૂલ કરી લીધું અને નિકાહ કરીને બીવીને લઈને સરહિંદ શરીફ આવ્યા.

એ પાકદામન, નેક બીવીને હઝરત શયખ અહમદ મુજદ્દિદે અલફેષાની અલયહિર્રહમહના વાલિદહ (માતા) બનવાનો શરફ હાસિલ થયો.

૧૪ મી શવ્વાલ, ૯૭૧ હિજરીસન મુતાબિક ૨૬, જૂન, ૧૫૬૩ ઈસ્વીસનમાં જુમ્અહની રાતે એમના પેટથી હઝરત મુજદ્દિદે અલફેષાની રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ થયો.

[3]

## એ જ કબ્રસ્તાનના કમ્પાઉન્ડમાં આવેલા બીજા મઝારો

એ જ કમ્પાઉન્ડમાં બીજા પણ કેટલાક મઝારો છે પરંતુ તેની માહિતી મળી શકી નથી.

**નોંધ :** (૧) હઝરત ઈમામ રફીઉદ્દીન રહમતુલ્લાહિ અલયહિ,
(૨) હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના વાલિદા સાહિબા (રહ.),
(૩) હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના વાલિદ સાહબ (રહ.),
(૪) અંબિયા અલયહિમુસ્સલામ (બરાસ) વગેરે તમામ મુબારક મઝારોની ઝિયારત માટે સરહિંદ શરીફથી ભાડેથી રીક્ષાઓ તથા ટેક્ષીઓ મળી શકે છે.

- શાહી ઝમાનાની ઈમારતોના ખંડેરો પણ જોવા જેવા છે.

## અગિયારમો વિભાગ

# હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના માનવંત વાલિદ સાહબ હઝરત મખ્દૂમ શયખ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર

### આપના મઝારનું સ્થાન

- હાઈ–વે પર મુખ્ય રોઝહ શરીફના સંકુલ (કેમ્પસ)થી ઉત્તર દિશામાં લગભગ ૩ (ત્રણ) કિલોમીટર દૂર હાઈ–વેની પશ્ચિમ દિશામાં, ખેતરોની વચ્ચે આપનો મુબારક મઝાર છે.
- એ સ્થળને ઝડી શરીફ, બસ્તી પઠાનાન કહે છે.
- સરહિંદ શરીફથી રીક્ષાવાળા ત્યાં લઈ જાય છે.

### મુજદ્દિદી ખાનદાનમાં બે બુઝુર્ગોના નામો 'અબ્દુલ અહદ' છે

(૧) હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના વાલિદ સાહબ (રહ.)નું નામ 'અબ્દુલ અહદ' છે પરંતુ તેમના નામની આગળ 'મખ્દૂમ' શબ્દ લગાડવામાં આવે છે. આ ૧૧ માં વિભાગમાં એમનો પરિચય છે.

(૨) હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના પૌત્ર (હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહિમહુલ્લાહુના પુત્ર)નું નામ પણ 'અબ્દુલ અહદ' છે પરંતુ તેમનું તખલ્લુસ 'વહદત' છે અને તેમનું ઉપનામ 'શાહગુલ' છે. એમનો પરિચય ચોથા વિભાગમાં આવી ગયો છે.

વાંચકોને કંઈ ગુંચવાડો અને મુંઝવણ ન થાય તે માટે આ ખુલાસો લખ્યો છે.

### મખ્દૂમ શયખ અબ્દુલ અહદ કુદ્દિસ સિર્રુહુલ અઝીઝ

આપ રહમતુલ્લાહિ અલયહિ ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલફેસાની અલયહિર્રહમહના વાલિદ માજિદ (માનવંત પિતા) અને પીરે તરીકત હતા.

ઝાહિરી ઉલૂમ આપે બાળવય અને કિશોરવયમાં જ હાસિલ કર્યો.

## બાતિની (રૂહાની) ફૈઝ, નિસબત અને ખિલાફત

(૧) આપે પોતાના વાલિદ અને દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિ પાસે સુહરવર્દિય્યહ સિલસિલાની ખિલાફત મેળવી.

(૨) ચિશ્તી સિલસિલાનો ફૈઝ અને ખિલાફત આપે :

- હઝરત શયખ અબ્દુલ કુદ્દૂસ ગંગોહી રહિમહુલ્લાહુ અને
- તેમના ફરઝંદ હઝરત રુકનુદ્દીન રહિમહુલ્લાહુથી મેળવી.

(૩) હઝરત રુકનુદ્દીન રહિમહુલ્લાહુએ આપને ચિશ્તિય્યહ ઉપરાંત સાબિરિય્યહ અને કાદિરિય્યહ સિલસિલાની ખિલાફત પણ આપી.

(૪) હઝરત શાહ કમાલ કેથલી રહમતુલ્લાહિ અલયહિએ પણ આપને કાદરી સિલસિલાની ખિલાફત આપી.

(૫) હઝરત શયખ અલ્લાહદાદ રહમતુલ્લાહિ અલયહિ નામના અતિ ઉંમરવાન, સાહિબે હાલ, બુઝુર્ગથી પણ આપે ફયઝ મેળવ્યો.

(૬) ચિશ્તી બુઝુર્ગ હઝરત સય્યિદ કવામ રહમતુલ્લાહિ અલયહિનો સિલસિલો ત્રણ વાસ્તાથી હઝરત શયખ નસીરુદ્દીન ચિરાગ દહેલવી રહમતુલ્લાહિ અલયહિથી મળે છે. તેમનાથી પણ હઝરત શયખ મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિએ ફૈઝ મેળવ્યો.

## હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુની કરામતો

હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિથી ઘણાં ખવારિક અને કરામતો જાહેર થયા છે.

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ પોતાના મકતૂબાત શરીફ (પવિત્ર પત્રો)ના પહેલાં ભાગમાં ફરમાવે છે કે :

"અમારા વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં ઘણાં લોકો આવતા રહેતા હતા. અને કહેતા હતા કે :

અમે તમને મક્કા મુઅઝઝમહમાં જોયા છે !"

કોઈ કહેતું કે :

"મેં બગદાદમાં જોયા છે ! અને તેઓ પોતાની ઓળખાણ જતલાવતા."

પરંતુ વાલિદ સાહબ ફરમાવતા હતા કે :

"યારો ! હું તો કદી મારા વતનમાંથી બહાર નથી નીકળ્યો ! અને તમે કહો છો કે, અમે ફલાણા શહેરમાં જોયા છે અને પોતાના ઓળખિતા બનો છો ! આ કયા પ્રકારની તોહમત (આરોપ) મારા પર લગાવો છો !"

એ જ પ્રમાણે ખ્વાજા હાશિમ કશ્મી રહમતુલ્લાહિ અલયહિ પોતાની કિતાબ 'ઝુબ્દતુલ મકામાત, બરકાતે અહમદિય્યહ'માં કય્યૂમે ષાની (બીજા કય્યૂમ) હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહિથી નકલ કરે છે કે :

આપે ફરમાવ્યું કે :

"એક દિવસે હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિનો સાચો મુખ્લિસ (મુરીદ) જયારે આપના હુજરામાં દાખલ થયો તો શું જુએ છે કે, હઝરત મખ્દૂમના (શરીરના) તમામ અંગો અલગ–અલગ પડેલાં છે ! તેણે ખ્યાલ કર્યો કે કદાચ કોઈ દુશ્મને અથવા કોઈ ચોરે આ કામ કર્યું હોવું જોઈએ.

તે શખ્સ બેઈખ્તિયાર રડતો, કકળતો બહાર નીકળ્યો. લોકોને જાણ કરી. લોકો અંદર ગયા તો શું જુએ છે કે, હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિ સહીહ સાલિમ જીવંત છે અને તસબીહ તથા તહલીલમાં મશગૂલ છે ! પોતાની જગાએ મુરાકિબ થઈને બેઠાં છે !

લોકોએ એમના પગો પકડી લીધા.''

હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

''જયાં સુધી હું હયાત રહું ત્યાં સુધી આ રાઝ જાહેર ન કરશો.''

## આપના મુરીદો અને શાગિર્દો

- આપના હઝારો મુરીદો અને શાગિર્દો હતા.
- આપ ઝાહિરી ઈલ્મમાં પણ વિશાળ અને ઊંડો ઈલ્મ ધરાવતા હતા.
- શાહઝાદહ દારાશિકોહના ઉસ્તાદ 'સફીનતુલ ઔલિયા' વગેરે કિતાબોના લેખક, શેખમીરક લાહોરી પણ ઝાહિરી અને બાતિની ઈલ્મમાં હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુના શાગિર્દ હતા.

## આપે લખેલી કિતાબો

(૧)અશરફુલ તશહહુદ (૨) કન્ઝુલ હકાઈક... વગેરે અનેક કિતાબો આપે લખી હતી.

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને વાલિદ સાહબ તરફથી ખિલાફત અને જાનશીની

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ નિકાહ બાદ થાનેસરથી સરહિંદ શરીફ પાછા આવ્યા બાદ પોતાના વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં સરહિંદ શરીફમાં જ રહ્યા અને બાતિની કમાલાતનો ફૈઝાન હાસિલ કર્યો.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સસરા હાજી શયખ સુલતાનની શહીદીને હજુ ૨૫ (પચ્ચીસ) દિવસો જ વીત્યા હતા કે, હઝરતના વાલિદ માજિદના ઈન્તિકાલનો સમય આવી ગયો.

ઈન્તિકાલથી પહેલાં હઝરતના વાલિદ સાહબે પોતાના તમામ પુત્રો, પરિવારજનો અને મુરીદોને બોલાવી બધાંની રૂબરૂ નીચે પ્રમાણે તરીકતના ત્રણ મહાન સિલસિલાઓની નિસબત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કાઓ હઝરત મુજદ્દિદ સાહબને ઈનાયત ફરમાવીને પોતાના જાનશીન બનાવ્યા.

**(૧) સિલસિલએ સુહરવર્દિય્યહ**

સુહરવર્દિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને આપના પૂર્વજો પાસેથી મળેલી હતી. આપે એ સિલસિલાની નિસબત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કહ હઝરત મુજદ્દિદ સાહબને ઈનાયત ફરમાવ્યા.

**(૨) સિલસિલએ ચિશ્તિય્યહ**

ચિશ્તિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને શૈખ રુકનુદ્દીન ગંગોહી રહમતુલ્લાહિ અલયહિ પાસેથી મળી હતી. આપે એ નિસબત હઝરત મુજદ્દિદ સાહબના દિલમાં ઈલ્કા ફરમાવી તથા ખિલાફત અને ખિર્કો હઝરતને ઈનાયત ફરમાવ્યો.

**(૩) સિલસિલએ કાદિરિય્યહ**

કાદિરિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરત વાલિદ સાહબને હઝરત શાહ કમાલ કૈથલી રહમતુલ્લાહિ અલયહિ પાસેથી મળી હતી. હઝરત મુજદ્દિદ સાહબે બાળપણમાં હઝરત કમાલ કૈથલી રહમતુલ્લાહિ અલયહિની જીભ ચૂસીને આપથી ફૈઝ મેળવ્યો હતો.

હઝરતના વાલિદ સાહબે હવે કાદિરિય્યહ સિલસિલાની

તે શખ્સ બેઈખ્તિયાર રડતો, કકળતો બહાર નીકળ્યો. લોકોને જાણ કરી. લોકો અંદર ગયા તો શું જુએ છે કે, હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિ સહીહ સાલિમ જીવંત છે અને તસબીહ તથા તહલીલમાં મશગૂલ છે ! પોતાની જગાએ મુરાકિબ થઈને બેઠાં છે !

લોકોએ એમના પગો પકડી લીધા.''

હઝરત મખ્દૂમ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

''જયાં સુધી હું હયાત રહું ત્યાં સુધી આ રાઝ જાહેર ન કરશો.''

## આપના મુરીદો અને શાગિર્દો

- આપના હઝારો મુરીદો અને શાગિર્દો હતા.
- આપ ઝાહિરી ઈલ્મમાં પણ વિશાળ અને ઊંડો ઈલ્મ ધરાવતા હતા.
- શાહઝાદહ દારાશિકોહના ઉસ્તાદ 'સફીનતુલ ઔલિયા' વગેરે કિતાબોના લેખક, શેખમીરક લાહોરી પણ ઝાહિરી અને બાતિની ઈલ્મમાં હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહિમહુલ્લાહુના શાગિર્દ હતા.

## આપે લખેલી કિતાબો

(૧)અશરફુલ તશહહુદ (૨) કન્ઝુલ હકાઈક... વગેરે અનેક કિતાબો આપે લખી હતી.

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને વાલિદ સાહબ તરફથી ખિલાફત અને જાનશીની

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ નિકાહ બાદ થાનેસરથી સરહિંદ શરીફ પાછા આવ્યા બાદ પોતાના વાલિદ બુઝુર્ગવારની ખિદમતમાં સરહિંદ શરીફમાં જ રહ્યા અને બાતિની કમાલાતનો ફેઝાન હાસિલ કર્યો.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સસરા હાજી શયખ સુલતાનની શહીદીને હજુ ૨૫ (પચ્ચીસ) દિવસો જ વીત્યા હતા કે, હઝરતના વાલિદ માજિદના ઈન્તિકાલનો સમય આવી ગયો.

ઈન્તિકાલથી પહેલાં હઝરતના વાલિદ સાહબે પોતાના તમામ પુત્રો, પરિવારજનો અને મુરીદોને બોલાવી બધાંની રૂબરૂ નીચે પ્રમાણે તરીકતના ત્રણ મહાન સિલસિલાઓની નિસબત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કાઓ હઝરત મુજદ્દિદ સાહબને ઈનાયત ફરમાવીને પોતાના જાનશીન બનાવ્યા.

**(૧) સિલસિલએ સુહરવર્દિય્યહ**

સુહરવર્દિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને આપના પૂર્વજો પાસેથી મળેલી હતી. આપે એ સિલસિલાની નિસબત ઈલ્કા ફરમાવીને ખિલાફત અને ખિર્કહ હઝરત મુજદ્દિદ સાહબને ઈનાયત ફરમાવ્યા.

**(૨) સિલસિલએ ચિશ્તિય્યહ**

ચિશ્તિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરતના વાલિદ સાહબને શૈખ રુકનુદ્દીન ગંગોહી રહમતુલ્લાહિ અલયહિ પાસેથી મળી હતી. આપે એ નિસબત હઝરત મુજદ્દિદ સાહબના દિલમાં ઈલ્કા ફરમાવી તથા ખિલાફત અને ખિર્કો હઝરતને ઈનાયત ફરમાવ્યો.

**(3) સિલસિલએ કાદિરિય્યહ**

કાદિરિય્યહ સિલસિલાની નિસબત અને ખિલાફત હઝરત વાલિદ સાહબને હઝરત શાહ કમાલ કૈથલી રહમતુલ્લાહિ અલયહિ પાસેથી મળી હતી. હઝરત મુજદ્દિદ સાહબે બાળપણમાં હઝરત કમાલ કૈથલી રહમતુલ્લાહિ અલયહિની જીભ ચૂસીને આપથી ફૈઝ મેળવ્યો હતો.

હઝરતના વાલિદ સાહબે હવે કાદિરિય્યહ સિલસિલાની

નિસબત આપમાં ઈલ્કા ફરમાવી તથા ખિલાફત અને ખિર્કો કાયદેસર ઈનાયત ફરમાવ્યો.

## પિતા પાસે મળેલી અન્ય અમૂલ્ય બાતિની દૌલત

### (૧) નિસબતે ફર્દિય્યત

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાના રિસાલહ (કિતાબ) 'મબ્દઉ મઆદ'માં ફરમાવે છે કે :

"મને નિસબતે ફર્દિય્યતની દૌલત મારા વાલિદ બુઝુર્ગવારથી મળી. અને તેમને એક મર્દે ખુદાથી (મળી હતી) જેઓ અત્યંત જઝબહ, કરામતો અને ખ્વારિકવાળા હોવાનું મશહૂર હતું."

(અહીં મર્દે ખુદાથી ઈશારો હઝરત શાહ કમાલ કૈથલી રહમતુલ્લાહિ અલયહિ તરફ છે.)

### (૨) ઈબાદતે નાફિલહની તૌફીક

એ જ રિસાલહમાં આપ આગળ ફરમાવે છે કે :

"આ દુરવેશને ઈબાદતે નાફિલહની તૌફીક હાસિલ હતી. નાફિલહ નમાઝ અદા કરવાની તૌફીક મારા વાલિદ માજિદથી મને હાસિલ થઈ. અને તેમને આ સઆદત (સૌભાગ્ય) પોતાના શૈખથી નસીબ થઈ જેઓ ચિશ્તિય્યહ સિલસિલામાં હતા."

(અહીં શયખથી ઈશારો હઝરત શયખ અબ્દુલ કુદ્દૂસ ગંગોહી રહમતુલ્લાહિ અલયહિની તરફ છે.)

('રવઝતુલ કય્યૂમિય્યહ', ૧ / ૧૩૬)

## હઝરતના વાલિદ સાહબનો દુ:ખદ ઈન્તિકાલ

હઝરત મુજદ્દિદ સાહબને તરીકતના ત્રણ મહાન સિલસિલાઓ સુહરવર્દિય્યહ, ચિશ્તિય્યહ અને કાદિરિય્યહની નિસબતો ઈલ્કા

ફરમાવીને તથા ખિલાફત અને ખિર્કા ઈનાયત ફરમાવીને ફારિગ થવા બાદ ૧૭, રજબ, ૧૦૦૭ હિજરીસનમાં ૮૦ (એંસી) વરસની ઉંમરે હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ સાહબનો દુઃખદ ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## આપની ઔલાદ

- આપના ૭ (સાત) સાહબઝાદાઓ હતા.
- હઝરત મુજદ્દિદ સાહબ રહિમહુલ્લાહુ ચોથા સાહબઝાદહ હતા.

## આપના કબ્રસ્તાનમાંથી અલ્લાહ તઆલાએ કિયામત સુધી અઝાબ ઉઠાવી લીધો!

- હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)નું તજદીદનું તેરમું વરસ હતું.
- હિજરીસન ૧૦૨૩ મુતાબિક ઈસ્વીસન ૧૬૧૪ માં આપ એક દિવસ પોતાના વાલિદ બુઝુર્ગવારના મઝાર પર ફાતિહા અને ઝિયારતના માટે તશરીફ લઈ ગયા.

હઝરતના દિલમાં હદીષ શરીફના આ મઝમૂનનો ખ્યાલ આવ્યો કે :

‘‘જયારે કોઈ આલિમનો કબર પર ગુઝર થાય છે તો ૪૦ (ચાલીસ) દિવસ સુધી તે કબરવાળાને અઝાબ નથી થતો.’’

આ ખ્યાલ આવતાં જ ઈલ્હામ થયો કે :

‘‘આપના તશરીફ લાવવાના કારણે અમે આ કબ્રસ્તાનથી કિયામત સુધી અઝાબ ઉઠાવી લીધો અને હવે પછી જે શખ્સને આ કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે, અમે પોતાના ફઝલ અને કરમથી બખ્શી દઈશું.’’

(‘રવઝતુલ કય્યૂમિય્યહ’, રુકને અવ્વલ, પાનું : ૧૫૪, ૧૫૫)

**યક ઝમાના સુહબતે બા ઔલિયા,**
**બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.**

**ગર તૂ સંગે ખારએ મરમર શવી,**
**ચૂં બ સાહિબ દિલ રસી ગવહર શવી.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

એક પલ ઔલિયાના સંગની;
સો વરસની ખાલિસ ઈબાદતથી છે મહાન.
જો હશે તૂ મામૂલી પથ્થરના સમાન,
ઔલિયાના સંગથી તૂ થઈ જશે હીરા સમાન.

**હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,**
**ઊ નશીનદ દર હુઝૂરે ઔલિયા.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જે ઈચ્છે નજીકતા અલ્લાહની;
તે બેસે નજીક ઔલિયા અલ્લાહની.

## બારમો વિભાગ

# બરાસમાં હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલામના મુબારક મઝારો

- હઝરાતે અમ્બિયા અલયહિમુસ્સલામના મુબારક મઝારો સરહિંદ શરીફથી ૧૯ (ઓગણીસ) કિલોમીટર દૂર બરાસ નામના એક નાના ગામડામાં છે.
- સરહિંદ શરીફથી દિલ્હી જતાં નેશનલ હાઈ–વે પર, સરહિંદ શરીફથી ૧૨ (બાર) કિલોમીટર દૂર રાજેન્દ્રગઢ નામનું ગામ છે ત્યાંથી નેશનલ હાઈ–વેની ડાબી તરફ એક રસ્તો નાના ગામડાઓમાં જાય છે.
- એ રસ્તા પર રાજેન્દ્રગઢથી ૭ (સાત) કિલોમીટર અંદર બરાસ નામનું એક નાનું ગામડું છે.
- રીક્ષા, કાર, બસ વગેરે વાહનોમાં ત્યાં જઈ શકાય છે.

### બરાસ ગામમાં કબરો, મુસ્લિમોની વસતી, મસ્જિદ, મદ્રસહ વગેરેની માહિતી

- બરાસ ગામમાં હાલમાં મુસ્લિમ વસ્તી નહિવત છે.
- એક ઊંચા ટેકરા પર અમ્બિયા અલયહિમુસ્સલામની ૧૩ (તેર) મુબારક કબરો છે.
- હવે એ તમામ કબરોને પાકી બનાવી લેવામાં આવી છે.
- દરેક કબર શરીફની લંબાઈ આશરે ૧૫ થી ૨૦ ફૂટ છે.
- ફરતે પાકો કમ્પાઉન્ડ બનાવી લેવામાં આવ્યો છે.
- કમ્પાઉન્ડની નજીક ટેકરા ઉપર એક સુંદર મસ્જિદ પણ તમામ સગવડો સાથે બનાવવામાં આવી છે.

- ટેકરાની નીચે તળેટીમાં એક વિશાળ મદ્રસહ પણ હોસ્ટેલ સહિત બનાવવામાં આવ્યો છે.
- ઉસ્તાદો અને બાળકો તમામ દૂર દૂરના ગામોમાંથી આવે છે.
- તમામની રહેવા અને ખાવા-પીવા વગેરે તમામ સગવડો ત્યાં જ કરવામાં આવે જેના કારણે ત્યાં ભવિષ્યમાં ઈન્શાઅલ્લાહ મુસ્લિમોની વસ્તી થશે એવી ઉમ્મીદ છે.

## હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને મજકૂર કબરોનો કશ્ફ થયો

તાઊન (પ્લેગ)ની વબા દૂર થયા બાદ એક દિવસે હઝરત સરહિંદ શરીફથી બહાર આશરે ૨૦ (વીસ) કિલોમીટર દૂર 'બરાસ' નામના ગામે તશરીફ લઈ ગયા. ત્યાં એક ઊંચી ટેકરી છે. ત્યાં જ આપે ઝોહરની નમાઝ પઢી અને પછી મોડે સુધી મુરાકબહ કરવા બાદ સાથીઓને ફરમાવ્યું કે :

"નઝરે કશ્ફીથી એવું જાણવા મળે છે કે, આ ટેકરી ઉપર અમ્બિયા અલયહિમુસ્સલામની કબરો છે. મને એ બુઝુર્ગોની રૂહાનિયતથી મુલાકાત પણ હાસિલ થઈ અને એ પણ જાણવા મળ્યું કે, અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત વિષે હિન્દુઓના ધર્મગુરૂઓએ જે કંઈ લખ્યું છે તે એ જ અમ્બિયા અલયહિમુસ્સલામના ઉલૂમથી મેળવેલું છે. આ સ્થળ (બરાસ) અમ્બિયા અલયહિમુસ્સલામની હિજરતગાહ છે."
('મકતૂબાત શરીફ', દફતર અવ્વલ, મકતૂબ : ૨૫૯ નો સારાંશ)

## કિતાબ 'બાગે અમ્બિયાએ પંજાબ'ના કેટલાક અંશો

જનાબ સૂફી મુહમ્મદ ઈસ્માઈલ સાહબ લિખિત કિતાબ 'બાગે અમ્બિયાએ પંજાબ' ઈસ્વીસન ૧૯૯૫ માં, માલેર કોટલા, પંજાબથી

ઉર્દૂમાં પ્રગટ થઈ છે. તેમાંથી કેટલાક અંશો અહીં રજૂ કર્યા છે.

[૧]

"કોઈ કોમ એવી નથી થઈ કે જેમાં કોઈ હિદાયત કરનારો આવ્યો ન હોય." ('બાગે અમ્બિયાએ પંજાબ', પાનું : ૧)

"(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ! ) અને ઘણાં પૈગમ્બરો એવા છે જેમના હાલાત તમને પહેલાં બયાન થઈ ચૂકયા છે અને ઘણાં પૈગમ્બરો એવા છે જેમના હાલાત તમને બયાન કરવામાં આવ્યા નથી."

(સૂરએ 'નિસાઅ' : ૧૬૪
બ હવાલા : 'બાગે અમ્બિયાએ પંજાબ', પાનું : ૧૨)

[૨]

હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"હિન્દુસ્તાનના નબીઓની પૈરવી કોઈએ નહીં કરી. અર્થાત તેમના પર કોઈ ઈમાન નહીં લાવ્યું.

અને નઝરે કશ્ફીથી એ પણ જાણવા મળ્યું કે તેમનામાંથી કોઈ પણ એવા નથી કે જેમની પૈરવી ચાર શખ્સોએ કરી હોય. કોઈની એક (શખ્સે), કેટલાકની બે (શખ્સોએ) અને કેટલાકની ત્રણ (શખ્સોએ) પૈરવી કરી. અને કોઈ ચોથો શખ્સ ઈમાન નહીં લાવ્યો.

અને જો હું ચાહું તો તેમના નામો અને કબરોની નિશાની (જગા) પણ બતાવી શકું છું."

('બાગે અમ્બિયાએ પંજાબ', પાનું : ૧૫)

[૩]

હઝરત મૌલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત મૌલાના રફીઉદ્દીન સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પણ આ જગાએ મુરાકબહ કર્યો. અને એ હઝરાતની રૂહોથી મુલાકાત કરી. જે ગણતરીમાં ૧૩ (તેર) હઝરાત છે. અને તેઓમાં એક બાપ અને બેટા પણ છે. બાપનું નામ (હઝરત) ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) છે અને બેટાનું નામ (હઝરત) હઝર (અલયહિસ્સલામ) છે જેઓ પ્રાચીન કાળમાં હિન્દુઓની હિદાયતના માટે આવ્યા હતા.

મૌલાનાએ તેમની પૈદાઈશ અને પૈગમ્બરીનો ઝમાનો પૂછયો તો તેમણે એક રાજાનું નામ લીધું કે અમે તે ઝમાનામાં હતા. રાજાનું નામ કિરણ (કર્ણ ? ) હતું જે આજથી ૨૦૦૦ (બે હઝાર) વરસ કરતાં પણ પહેલાં થયો હતો. ત્યારે હિન્દુસ્તાન પર રાજા કિરણ (કર્ણ ? ) નું રાજ હતું.

આ મુરાકબહની વાત મૌલાનાએ પોતાના મુરીદને કરી હતી જેમનું નામ હાજી મુહમ્મદ હુસૈન હતું.

['મલફૂઝાતે મૌલાના અશરફ અલી થાનવી રહિમહુલ્લાહ' બ હવાલા : 'બાગે અમ્બિયાએ પંજાબ', પાનું : ૧૯, ૨૦]

[૪]

હઝરત મૌલાના મુફતી મહમૂદ સાહબ ગંગોહી રહમતુલ્લાહિ અલયહિનો ઈર્શાદે ગિરામી છે કે :

હઝરત મુજદ્દિદે અલફેસાની સરહિન્દી રહમતુલ્લાહિ અલયહિના મઝારથી કેટલાક માઈલના અંતરે એક ટેકરી જેવી જગા છે. હું પણ ત્યાં હાજર થયો છું. સારી એવી વિશાળ જગા છે. મોટું ચોગાન છે. ચારે તરફ કમ્પાઉન્ડની દીવાલ બનેલી છે. પરંતુ કબરની

કોઈ નિશાની જણાતી નથી. કહે છે કે આ હિસ્સામાં અમ્બિયા અલયહિમુસ્સલામ દફન થયેલાં છે.

જયારે અમે ત્યાં ગયા તો અમારી સાથે એક સાહિબે કશ્ફ (આદમી) પણ હતા જેમને કશ્ફે કુબૂર (કબરના હાલાત જાણવાની દિવ્ય દૃષ્ટિ) હતી. તેમણે બતાવ્યું કે :

‘‘અહીં ૬ (છ) અમ્બિયા અલયહિમુસ્સલામથી મારી મુલાકાત થઈ. તેમના બતાવવા પ્રમાણે તેઓ હઝરત ઈસા અલયહિસ્સલામથી કેટલાયે વરસો પહેલાં ફલાણા રાજાની હુકૂમતના ઝમાનામાં આવ્યા હતા.

મેં તેમને પૂછયું કે :

‘‘કોમનો મામલો (આપની સાથે) શું રહ્યો ? ’’

તેમણે જવાબ આપ્યો કે :

‘‘અમે તબ્લીગ કરી (અર્થાત અલ્લાહ તઆલાનો પૈગામ તેમને પહોંચાડયો) પરંતુ તે લોકોએ વાત નહીં માની. બસ પછી તો તે થયું જે થતું આવ્યું છે. વસ્તી ઉલ્ટાવી દેવામાં આવી.’’

[‘મલફૂઝાતે ફકીહુલ ઉમ્મત મુફતી મહમૂદ હસન ગંગોહી રહમતુલ્લાહિ અલયહિ’, કિસ્ત : ૫, બ હવાલા : ‘બાગે અમ્બિયાએ પંજાબ’, પાનું : ૨૦, ૨૧]

**શનીદમ કે દર રોઝે ઉમ્મીદ વ બીમ,**
**બદાંરા બ નેકાં બ બખ્શદ કરીમ.**

**– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

તે પરમ કૃપાળુ જયારે ઈન્સાફ ફરમાવશે;
નેકોની સાથે બદોની પણ બખ્શિશ ફરમાવશે.

---

**હુબ્બે દુરવેશાં કલીદે જન્નતસ્ત,**
**દુશમને ઈશાં સઝાએ લઅનત અસ્ત.**

**– હઝરત ફરીદુદ્દીન અત્તાર રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાથી મુહબ્બત જન્નતની કુંજી છે;
ઔલિયાથી દુશમની લઅનતની પૂંજી છે.

---

**ચૂં ખુદા ખ્વાહદ કે પરદએ કશ દરદ,**
**મેલશ અંદર તઅનએ નેકાં બરદ.**

**– હઝરત જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

અલ્લાહ તઆલા જયારે કોઈનો પરદો ચીરવા ચાહે છે;
નેકોની ગીબતનો વિચાર ત્યારે તેના દિલમાં નાંખે છે.

## તેરમો વિભાગ

# રત્ર–છત્ર (મકાન શરીફ)ના મુબારક મઝારો

## રત્ર–છત્ર (મકાન શરીફ)નો પરિચય

- રત્ર–છત્ર જવા–આવવા માટે સરહિંદ શરીફથી પણ ટેક્ષી ભાડે મળે છે. સવારે લઈ જાય છે અને રાતે પાછા સરહિંદ શરીફ લાવે છે.
- રત્ર–છત્ર (મકાન શરીફ) અમૃતસરની પૂર્વ દિશામાં, આશરે ૫૦ (પચાસ) કિલોમીટર દૂર, પંજાબના ગુરાદાસપૂર જિલ્લામાં આવેલું છે.
- ત્યાંથી ફકત ચાર–પાંચ કિલોમીટર દૂર પાકિસ્તાનની સરહદ હોવાથી મિલિટરીનો સખત જાપતો અને કડક ચેકીંગ રહે છે.
- અમૃતસરથી બાય રોડ અનુક્રમે મજીઠીયા, ફતેહગઢ ચુરીયાં, સતરહ ખુરદી વગેરે ગામોમાં થઈને રત્ર–છત્ર પહોંચાય છે.
- દેરા બાબા નાનક નામનું શીખોનું પ્રખ્યાત ધર્મસ્થાન રત્ર–છત્રથી ફકત ૨૫ (પચ્ચીસ) કિલોમીટર દૂર છે.
- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની અવલાદ અને ખાનદાનના લોકો દેશના વિભાજન વખતે પાકિસ્તાન જઈને વસેલા હોવાથી હવે અહીં મુસ્લિમોની વસ્તી નહીંવત છે.
- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક મઝાર'રોઝેવાલે બાબા'તરીકે પ્રખ્યાત છે.

## મુબારક મઝારો

[૧]

### હઝરત સય્યિદ હુસૈનઅલી શાહ સાહબ ઉર્ફે હઝરત ભૂરેવાલે સાહબ રહમતુલ્લાહિ અલયહિ

## જન્મ

- આપનો જન્મ ૧૦, ઝીકઅદહ, ૧૧૮૦ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૭૬૬ માં રત્ર–છત્રમાં થયો હતો.
- આપ જયારે ફકત આઠ વરસની ઉંમરના થયા ત્યારે આપના વાલિદ સાહબ હઝરત સય્યિદ શાહ કરીમ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.

## દીની તાલીમ

- રત્ર–છત્ર નજીક ધરમકોટ કસ્બામાં આપના પૂર્વજોએ સ્થાપેલા દીની મદ્રસહમાં આપે પ્રાથમિક તાલીમ મેળવી.
- તે પછી પેશાવરમાં દારુલ ઉલૂમમાં આપે ઉચ્ચ દીની તાલીમ મેળવી.

## બયઅત અને બાતિની તરક્કી તથા ખિલાફત

- દારુલ ઉલૂમમાં ઉચ્ચ દીની તાલીમ બાદ આપ પીરની તલાશમાં ફરતા ફરતા સિંધ પહોંચ્યા અને ત્યાં કાઝીકી કોટ ઉર્ફે ડિમ શરીફ નામના ગામમાં મશહૂર મુજદ્દિદી બુઝુર્ગ હઝરત કાઝી અહમદ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થઈ બયઅત થયા જેમનો તરીકતનો સિલસિલો નીચે પ્રમાણે ૬ (છ) વાસ્તાથી હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સુધી પહોંચે છે.
- હઝરત હાજી અહમદ રહમતુલ્લાહિ અલયહિ

(૧) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત શયખ મુહમ્મદ મઝહર રહમતુલ્લાહિ અલયહિ
(૩) હઝરત ખ્વાજા મુહમ્મદ ઝકી રહમતુલ્લાહિ અલયહિ
(૪) હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ રહમતુલ્લાહિ અલયહિ
(૫) હઝરત ખ્વાજા અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ
(૬) હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ રહમતુલ્લાહિ અલયહિ
(૭) હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિ

- કામિલ અને મુકમ્મલ થયા પછી હઝરતે આપને ખિલાફત આપી રત્ર–છત્ર (મકાન શરીફ) જવા માટે રવાના કર્યા.
- પંજાબમાં બેશુમાર લોકોએ આપથી બયઅત થઈ ફૈઝ મેળવ્યો.

## હજના સફરમાં મદીનહ મુનવ્વરહમાં પાંચ વર્ષ રહ્યા

- હિજરીસન ૧૨૧૪ માં આપ હજ માટે તશરીફ લઈ ગયા.
- હજ બાદ હિજરીસન ૧૨૧૯ સુધી પાંચ વર્ષ સુધી આપ મદીનહ મુનવ્વરહમાં રહી વિપુલ ફૈઝ અને નેઅમતો મેળવી.
- મદીનહ મુનવ્વરહ છોડીને વતન પાછા આવવા માટે આપનું દિલ ચાહતું ન હતું. આપનો ઈરાદો હંમેશા મદીનહ મુનવ્વરહમાં રહેવાનો હતો.

હજુ આ વિચાર દિલમાં આવ્યો જ હતો કે હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ તશરીફ લાવ્યા અને આપે જે ફરમાવ્યું તેનો સાર આ છે કે :

- "અઝીઝ ! આપે પોતાના વતનમાં જવું જરૂરી છે.
- ત્યાંના લોકો આપની બરકતો અને નઝરે કિમીયાથી ફાયદો મેળવશે.
- નાના, મોટા, ગરીબ, અમીર બધાં આપથી રૂહાની દૌલત મેળવશે.
- કેટલાયે ગુમરાહ આપની નસીહતોથી સીધા રસ્તે આવી જશે.
- ત્યાં જવામાં જે અજીબ હિકમત છે તેની આપને ખબર નથી.
- આપના દામનથી એક એવો અઝીઝ પૈદા થશે કે રોશન સૂરજ પણ તેના નૂરથી હિસ્સો મેળવશે."

[**નોંધ** : ઉપરના છેલ્લા વાકયમાં હઝરત સય્યિદ હુસૈનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ભવિષ્યના પૌત્ર અને મહાન ખલીફા હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ તરફ છે. આપ પોતાના સમયના મુજદ્દિદે સદી હતા. આપનો પરિચય હવે પછી ઈન્શા અલ્લાહ લખવામાં આવશે.]

## હિન્દુસ્તાન તશરીફ લાવ્યા

- ઉપરના હુકમ પછી આપ હિન્દુસ્તાન પાછા તશરીફ લાવ્યા.
- સૂરત બંદરગાહે ઉતરીને આપ સીધા સિંધ પોતાના પીરો મુરશિદ હઝરત ખ્વાજા હાજી અહમદ રહિમહુલ્લાહુની ખિદમતમાં હાજર થયા.
- ત્યાંથી મહાન નેઅમતો હાસિલ કરીને, ઈજાઝત લઈને, પોતાના વતન રત્ર–છત્ર (પંજાબ) તશરીફ લાવ્યા.
- એ વખતે આપની ઉંમર ૪૦ (ચાલીસ) વરસ હતી.
- હઝારો લોકોએ આપથી રૂહાની ફૈઝ મેળવ્યો.

## નિકાહ અને ઔલાદ

- ૪૫ (પિસ્તાલીસ) વરસની ઉંમરે આપે નિકાહ કર્યા.
- અલ્લાહ તઆલાએ આપને બે ફરઝંદો અતા ફરમાવ્યા :

(૧) હઝરત સય્યિદ નબીબખ્શ રહમતુલ્લાહિ અલયહિ
(૨) હઝરત સય્યિદ ફરીદુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ

## ઈન્તિકાલ અને મઝારે મુબારક

- હિજરીસન ૧૨૪૪ માં સફર મહિનાની ૭ (સાત) તારીખે, ૬૩ (ત્રેસઠ) વરસની ઉંમરે આપનો ઈન્તિકાલ થયો.
- રત્ર–છત્ર (પંજાબ)માં મસ્જિદની પૂર્વ દિશામાં નિચાણમાં આપનો મઝારે મુબારક છે.

[એમના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : ૩૦૦ (ત્રણ સો) પાનાની દળદાર કિતાબ : 'નકશબંદી ઔલિયા' : ગ્રંથ : ૮, ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ]

## હઝરતના મઝારે મુબારકની ફરતે આવેલા બીજા મઝારોની વિગતો

હઝરતના મઝારે મુબારકની ફરતે નીચે પ્રમાણે બીજા પણ કેટલાક મઝારો આવેલા છે. ઝિયારત કરનારાઓની જાણકારી માટે એની વિગતો અહીં લખવામાં આવે છે.

(૧) ઉત્તર અને પશ્ચિમ દિશાની વચ્ચે વાયવ્ય ખૂણામાં થોડી ઊંચાઈ પર હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ મીર લુત્ફુલ્લાહ સાહબની બીવીનો મઝાર છે.

(૨) ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના વાયવ્ય ખૂણામાં આપના પૌત્ર મીર મુસ્તફા સાહબનો મઝાર છે.

(૩) બિલ્કુલ પૂર્વની તરફ આ'લા હઝરત પીર સય્યિદ ઈમામ અલી શાહ સાહબની સાહબઝાદીનો મઝાર છે.

(૪) દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેના અગ્નિ ખૂણામાં આપના પૌત્ર મીર મુસ્તફા સાહબની સાહબઝાદીનો મઝારે મુબારક છે.

(૫) દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેના નૈઋત્ય ખૂણામાં, હઝરતના પૌત્ર સય્યિદ અલી મુર્તઝા સાહબની બીવીનો મઝાર છે.

(૬) મજકૂર નૈઋત્ય ખૂણામાં જ હઝરતના જ પૌત્ર સય્યિદ અલી મુર્તઝાની બીવીની બહેનનો મઝાર છે.

**[૨]**

## મુજદ્દિદે સદી હઝરત કુતુબુલ અકતાબ સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

**જન્મ**

- આપનો જન્મ હિજરીસન ૧૨૧૧ મુતાબિક ઈસ્વીસન ૧૭૯૬ માં રત્ર-છત્ર (મકાન શરીફ), પંજાબમાં થયો હતો.
- આપના વાલિદ સાહબનું નામ હઝરત સય્યિદ હૈદરઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હતું.

● કુતુબે આલમ હઝરત સય્યિદ હુસૈનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ આપના પિત્રાઈ દાદા અને પીરો મુરશિદ હતા.

## વાલિદ સાહબનો ઈન્તિકાલ

● આપની ઉંમર ફકત ૧૪ (ચૌદ) વરસની હતી ત્યારે આપના વાલિદ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.

● તે વખતે આપના નાના ભાઈની ઉંમર ફકત ૮ (આઠ) વરસની હતી.

● આપની વાલિદહ બન્ને ફરઝંદોને લઈને પોતાના પિયર ચાલી ગયા.

● બે-અઢી વરસ બાદ આપના વાલિદહ બન્ને ફરઝંદોને લઈને રત્ર-છત્ર પાછા આવ્યા.

## બયઅત, પીરની ખિદમત, મુજાહદહ અને રિયાઝત

● યુવાન ઉંમરે જ આપ આપના વયોવૃદ્ધ પિત્રાઈ દાદા સાહબ અને કુતુબે આલમ મહાન મુજદ્દિદી બુઝુર્ગ હઝરત સય્યિદ હુસૈન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થઈ ગયા.

● આપ પોતાના પીર રોશન ઝમીરની ખિદમતમાં સતત હાજર રહેતા અને સખત મુજાહદાઓ અને રિયાઝતોમાં મશગૂલ રહેવા લાગ્યા.

● કેટલાયે દિવસો ફાકહ (ભૂખ્યા રહેવા)માં વીતી જતા છતાં આપને ખબર પણ ન પડતી ! અને બીજા કોઈને એની જાણ ન થતી !

## ખિલાફત અને લોકોને બયઅત કરવા માટે ઈજાઝત

● આપ કામિલ, મુકમ્મલ થઈ ગયા ત્યારે પીરો મુરશિદે આપને ખિલાફત આપી અને લોકોને બયઅત કરવા માટે ફરમાવ્યું.

● પરંતુ આપે પીરથી જુદાઈ પસંદ ન કરી. પીરના ઈન્તિકાલ સુધી એમની ખિદમત કરતા રહ્યા.

● પીરના ઈન્તિકાલ બાદ આપ આબાદી છોડીને જંગલમાં રહેવા ચાલ્યા ગયા અને કોઈને બયઅત કરતા ન હતા.

- બે વરસ પછી પીર સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપને ખ્વાબમાં તાકીદ ફરમાવી, જેનો સાર આ છે કે :

  ‘‘અલ્લાહ તઆલાએ તમને મહાન રૂહાની દૌલત, ઝમીનમાં દાટેલા ખઝાનાની જેમ સાચવી રાખવા માટે આપી નથી. આપ લોકોને બયઅત કરો અને રૂહાની ફૈઝ પહોંચાડો.’’
- પીર સાહબના આ હુકમ પછી આપ જંગલ છોડીને મકાન શરીફ (રત્ર–છત્ર) રહેવા માટે આવી ગયા અને લોકોને બયઅત કરવાની શરૂઆત કરી.

## આપની અજોડ મકબૂલિયત

મુફક્કિરે મિલ્લત, હઝરત અબૂલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની પ્રખ્યાત કિતાબ ‘તારીખે દઅવત વ અઝીમત’ની ચોથી જિલ્દમાં પાના નંબર : ૩૮૮ ઉપર લખ્યું છે કે :

> ‘‘મુજદ્દિદી સિલસિલાના એક મોટા શયખ શાહ ઈમામઅલી (હિજરીસન ૧૨૧૨–૧૨૮૨) મકાનવી હતા. જેમના રુજૂએ આમ અને મકબૂલિયત (લોકપ્રિયતા)નો હાલ આ હતો કે તેમના બાવરચીખાના (રસોડા)માં દરરોજ મહેમાનોના માટે ૩૦૦ (ત્રણ સો) બકરાં ઝબહ થતા હતા. તેમનો સિલસિલો હઝરત અબ્દુલ અહદ વહદત ઉર્ફે શાહ ગુલના ઝરીઆથી હઝરત મુજદ્દિદ સુધી પહોંચે છે.’’

## દેશ–વિદેશના વિવિધ લોકોનો અહીં મેળો રહેતો હતો !

મકાન શરીફ લોકોના માટે એવું આકર્ષણનું કેન્દ્ર થયું કે હિન્દુસ્તાનના દરેક ઈલાકામાંથી ઉપરાંત અફઘાનિસ્તાન, બલ્ખ, બુખારા, તુર્કસ્તાન, અરબસ્તાન વગેરે વિદેશોમાંથી પણ લોકો દૂરના મુશ્કેલ અને કષ્ટદાયક પ્રવાસો કરીને પણ અહીં જમા થવા લાગ્યા.

અમીરો, ગરીબો, ઉલમા, સુલહા, હાફિઝો, કારીઓ, વેપારીઓ, ખેડૂતો અલગ અલગ દરેક પ્રકારના લોકો અહીં આવતા હતા.

બધાં અલગ અલગ દેશોના, અલગ અલગ કોમોના અને અલગ અલગ કક્ષાના હોવા છતાં એક જ રંગમાં રંગાયેલા દેખાતા હતા.

## આપનો અતિ ઉચ્ચ મકામ અને રૂહાની કમાલાત

- આપ હિજરીસનની તેરમી સદીના મુજદ્દિદ હતા.
- આપની તવજજુહની તાસીરથી લોકો ઘાયલ પક્ષીની જેમ ઝમીન પર તડફડતા હતા !
- કેટલાક લોકો આપની ફકત એક જ તવજજુહથી કામિલ વલી બની ગયા.
- નમાઝના સમયે કેટલીક વખતે આપની આસપાસના, દૂર દૂર સુધીના લોકો બેહોશ થઈને ઢળી પડતા હતા.
- આપના ઝિક્રના હલકહમાં બેઠેલા તાલિબોના દિલમાં આવતા વિચારો આપ જાણી જતા હતા અને તેમને ટોકતા હતા કે :
  "મિયાં ! શું કરો છો ? ! અલ્લાહ તઆલાની યાદ કરો !"
- આપના ઝિક્રના હલકહમાં જો કોઈ બિન મુરીદ તાલિબ બેઠો હોય તો તેની જાણ આપને થઈ જતી અને તેને ફરમાવતા :
  'મિયાં ! ફકીર અત્યારે પોતાની કબરની ફિકરમાં છે. પછી આવજો !'
- હઝરતે એક ખાદિમને પોતાના પગરખાં પહેરવા માટે આપ્યા. તે ખાદિમે પગરખાં ઉઠાવીને ચૂમ્યા અને પોતાના સીના પર બાંધી દીધાં તો તે જ સમયે તેમને જઝબે રબ્બાની પૈદા થઈ ગયો જે તેમના ઈન્તિકાલ સુધી રહ્યો !
- કેટલાકના મોતની જાણ પણ આપને આગળથી થઈ જતી હતી.
- મુર્દાઓ પણ આપની મુલાકાત માટે આવતા હતા.
- આપની દુઆથી ૭૦ (સિત્તેર) વરસની ડોસીને બે બાળકો થયા.

● આપની તવજ્જુહ અને દુઆથી બીમારોની બીમારી દૂર થઈ જતી હતી.

● એક જ સમયે આપ અનેક જગાએ હાજર રહી શકતા હતા. એક દિવસે આપે એક જ વખતે સાત જગાએ હાજર રહીને સાત અલગ મેઝબાનોના ત્યાં ભોજન કર્યું હતું.

## પોતાના મોતની આગાહી પોતે કરી દીધી

● આપે આપના મુરીદ મૌલવી મુહમ્મદ શરીફ બદખ્શાનીને ખિલાફત આપી તેમના વતન રવાના કરતી વખતે ફરમાવ્યું :
"આપની સાથે મારી હવે પછી ફરી પાછી મુલાકાત જણાતી નથી."

● આપે આપના કેટલાક મુરીદોને પત્રો લખાવીને પણ પોતાના મોતની આગાહી કરી દીધી.

● ૧૫ (પંદરમી) શાબાનની રાત ગુઝારી, સવારે મસ્જિદમાં હાજરજનોને ફરમાવ્યું કે :
"આ ફકીરનું (મારું) નામ લવહે હયાતથી મિટાવી દેવામાં આવ્યું છે."

● આપે પોતાના મોટા સાહબઝાદહ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબને બોલાવી પોતાના જાનશીન બનાવ્યા અને પોતાની જગાએ ઈમામ પણ બનાવ્યા.

## ઈન્તિકાલ અને દફન

● ૧૩, શવ્વાલ, હિજરીસન ૧૨૮૨ મુતાબિક ૬, માર્ચ, ઈસ્વીસન ૧૮૬૬ નો સૂરજ હજુ પૂરો અસ્ત થયો ન હતો ત્યારે હિદાયતનો આ સૂરજ અસ્ત થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

● આપના જનાઝહમાં હઝારોની મેદની જમા થઈ ગઈ.

● ઈદગાહના મેદાનની બહાર જનાઝહની નમાઝ અદા કરવામાં આવી.

● તે પછી મસ્જિદના ચોગાનમાં, હુજરા શરીફમાં, દફન કરવામાં આવ્યા.

## આપના સાહબઝાદાઓ

હઝરતના ત્રણ સાહબઝાદાઓ હતા :

(૧) સૌથી મોટા સાહબઝાદહ હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ રહમતુલ્લાહિ અલયહિને હઝરતે પોતાના જાનશીન બનાવ્યા હતા. એમનું જીવનચરિત્ર હવે પછી ઈન્શાઅલ્લાહ લખવામાં આવશે.

(૨) બીજા નંબરના સાહબઝાદહ હઝરત મીર લુત્ફુલ્લાહ સાહબ રહિમહુલ્લાહુ હઝરતના ઈન્તિકાલ વખતે ઘણી નાની ઉંમરના હતા.

(૩) ત્રીજા નંબરના સાહબઝાદહનો બાળપણમાં જ ઈન્તિકાલ થઈ ગયો હતો.

## આપના મુરીદો અને ખલીફાઓ

- આપ રહમતુલ્લાહિ અલયહિના લાખો મુરીદો હતા.
- મોટા મોટા આલિમો અને ફાઝિલોએ આખી દુનિયાના અનેક મુલ્કોમાંથી અહીં આવીને આપથી નૂરે બાતિન હાસિલ કર્યો.
- આપના ખલીફાઓની ચોક્કસ સંખ્યા જાણી શકાય નથી પરંતુ એક અંદાજ મુજબ આપના ખલીફાઓની સંખ્યા લગભગ ૧૦૦ (એક સો)ની આસપાસ હતી. અલ્લાહ બેહતર જાણનાર છે.

[આપ (રહ.)ના વિસ્તૃત જીવનચરિત્ર માટે વાંચો : ૩૦૦ પાનાની દળદાર કિતાબ : નકશબંદી ઔલિયા : ગ્રંથ – ૮ 'ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ (રહ.)']

[3]

## હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ સા. (રહ.)

### જન્મ

- આપ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ

અલયહિના સૌથી મોટા સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા જેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે.

- આપનો જન્મ હિજરીસન ૧૨૫૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૩૪ માં રત્ર–છત્ર (મકાન શરીફ)માં થયો હતો.

## જાહેરી, દીની ઈલ્મ

- ફિકહ, સરફ વ નહવ, મન્તિક, હિકમત... વગેરે ઉલૂમનો ઈલ્મ આપે રત્ર–છત્રમાં મૌલવી ગુલામઅલી સાહબ પાસે મેળવ્યો.
- તે પછી દિલ્હી જઈ, ફતેહપૂરી મસ્જિદના દારુલ ઉલૂમમાં આપના વાલિદ સાહબના મહાન ખલીફા હઝરત મૌલાના મુફતી મુહમ્મદ મસઊદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહી હદીષ શરીફની સનદ હાસિલ કરી.

## બાતિની (રૂહાની) ઈલ્મ

- જાહિરી ઉલૂમથી ફારિગ થવા બાદ આપ પોતાના મહાન વાલિદ સાહબથી બયઅત થઈ બાતિની ફૈઝ હાસિલ કર્યો.
- વાલિદ સાહબે એક ચિલ્લો આપની પાસે ઉગ્ર રિયાઝત કરાવી.

## ખિલાફત અને ઈજાઝત

- હઝરત અકદસ રહિમહુલ્લાહુએ પોતાના ઈન્તિકાલથી પહેલાં હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબને પોતાની પાસે બોલાવ્યા.
- તજદીદે બયઅત કરી. [ફરીથી બયઅત કર્યા.]
- તે પછી આપને તલકીનની ઈજાઝત (ખિલાફત) મૌખિક અને લેખિત આપી.
- એ મુબારક ખિલાફતનામું ફારસી ભાષામાં લખેલું છે.

## સજજાદાનશીની

- ૧૩, શવ્વાલ, હિજરીસન ૧૨૮૨ મુતાબિક ૬, માર્ચ, ૧૮૬૬, જુમેરાતના રોજ સાંજે સૂરજ અસ્ત થવાથી પહેલાં હઝરત અકદસનો ઈન્તિકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.
- હઝરતના ઈન્તિકાલ બા'દ હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી શાહ સાહબ જાનશીન થયા.
- હઝરત અકદસના જે મુરીદો હાજર હતા તેમણે બધાંએ આપથી બયઅત કરી.
- હઝરત અકદસ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર આપે એક ખૂબસૂરત મકબરો નિર્માણ કરાવ્યો.

## હિફઝે કુર્આન તેમજ કિતાબનું લેખન અને દર્સ

- આપે મોટી ઉંમરમાં કુરઆન શરીફ હિફઝ કર્યું અને હાફિઝ થયા.
- તસવ્વુફની નઝરે આપે એક તફસીરુલ કુર્આન કિતાબ પણ લખી.
- આપ વખતો વખત તલબા (વિદ્યાર્થીઓ)ને સબક પણ આપતા હતા.
- આધાર ગ્રંથ નંબર : ૪ 'તઝકિરએ બે મિસ્લ'ના લેખક જનાબ મુહમ્મદ ઝફરુલ્લાહ ખાન, તત્કાલીન આસીસ્ટન્ટ કમીશનર, જાલંધર (પંજાબ) મજકૂર કિતાબમાં પાના : પ૨૩ પર લખે છે કે :

> "સજજાદહ નશીની કે વકત ભી આપ કભી કભી તલબહકો સબક ભી દિયા કરતે થે.
> ઈસ ખાકસારકો (મુઝે) દઅવએ ગુલામી (મુરીદી)કે અલાવહ શાગિર્દીકા ફખ્ર ભી હાસિલ હૈ."

## મુસાફરી

- હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વધારે મુસાફરી કરતા ન હતા.
- દરેક વરસે હઝરત બહ્રુન શાહ રહમતુલ્લાહિ અલયહિના મઝારે

મુબારક પર કલાનપૂર તશરીફ લઈ જતા હતા.

- ત્રણ વખત રહલૂ તશરીફ લઈ ગયા હતા.
- ઉપરાંત અમૃતસર, લાહોર, મુલતાન, દિલ્હી વગેરે શહેરોની પણ મુલાકાતો કરી હતી.

## બીમારી, ઈન્તિકાલ અને દફન

- આખરી દિવસોમાં આપ મોટા ભાગે બીમાર રહેતા હતા.
- ઈસ્વીસન ૧૯૦૦ માં આ ફાની દુનિયાથી કૂચ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપની વસિયત મુજબ આપને આપના વાલિદ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબની બાજુમાં દફન કરવામાં આવ્યા.

## આપની કરામતો

- આપની દુઆ અને તવજ્જુહથી જીવલેણ બીમારીવાળા અનેક લોકોને અલ્લાહ તઆલાએ શિફા આપી.
- આપની દુઆથી અનેક લોકોની મોટી મોટી મુશ્કેલીઓ અને પરેશાનીઓ દૂર થઈ ગઈ.
- આપને અલ્લાહ તઆલાએ કશ્ફે કુલૂબ (દિલની વાતો) જાણી લેવાની સિફત પણ અતા ફરમાવી હતી.

## આપના ચાર સાહબઝાદાઓ

### [૧] હઝરત સય્યિદ મીર બારકલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા સાહબઝાદહ, ખલીફા અને જાનશીન હતા.
- આપનો પરિચય હવે પછી ઈન્શાઅલ્લાહ અલગ લખવામાં આવશે.

### [૨] હઝરત સય્યિદ મીર ઉબયદુલ્લાહ રહમતુલ્લાહિ અલયહિ

- આપ બીજા નંબરના સાહબઝાદહ હતા.
- નવયુવાન ઉંમરે કોલેરાની બીમારીથી ઈન્તિકાલ થયો હતો.
- આપના નિકાહ થયા ન હતા એટલે બાળકો ન હતા.

## [૩] હઝરત સય્યિદ મીર આલે રસૂલ રહમતુલ્લાહિ અલયહિ

- આપ ત્રીજા નંબરના સાહબઝાદહ હતા.
- આપ પણ હાફિઝ મિરઝા મુહમ્મદ યહ્યા ખાનના નવાસા હતા.
- આપ કોઈને પણ જાણ કરવા વગર હજના ઈરાદાથી મુંબઈ તશરીફ લઈ ગયા.
- મુંબઈ પહોંચીને હજ માટે જવા માટે ઈજાઝત મેળવવા માટે આપે વાલિદ–વાલિદહને પત્ર લખ્યો.
- આપને ઈજાઝત આપવામાં આવી.
- મક્કા મુઅઝઝમહ પહોંચીને એક–બે પત્રો લખ્યા.
- તે પછી આપના તરફથી કોઈ પત્ર, સંદેશો કે સમાચાર મળ્યા નહિ.
- ઘણી તપાસ કરવામાં આવી પરંતુ આજ સુધી કોઈ ચોક્કસ માહિતી મળી શકી નથી.

## [૪] હઝરત સય્યિદ મૌલાના મીર ગુલામ રસૂલ રહિમહુલ્લાહ

- હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના આપ ચોથા નંબરના પુત્ર હતા.
- આપનો જન્મ હિજરીસન ૧૨૮૦ મુતાબિક ઈસ્વીસન ૧૮૬૩ માં મકાન શરીફમાં થયો હતો.
- અરબી અને ફારસી ઉલૂમ મૌલવી ગંજ બખ્શ સાહબ પાસે હાસિલ કર્યો.
- સિહાહ સિત્તહ (હદીસ શરીફ)ની સનદ હઝરત મૌલાના મુફ્તી મુહમ્મદ મસઊદ સાહબ દહેલવી (હઝરત સય્યિદ ઈમામ અલી

સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા)ના દારુલ ઉલૂમમાં ઉચ્ચ કક્ષાના ફાઝિલ ઉલમાએ કિરામથી, દિલ્હીમાં રહીને હાસિલ કરી.

- મન્તિક (તર્કશાસ્ત્ર) અને હિકમતની કેટલીક કિતાબો મૌલવી મુહમ્મદ ઈસહાક સાહબ મન્તિકીથી ત્યાં જ પઢી.
- અકલી અને દીની તા'લીમથી ફારિગ થઈને આપે પોતાના વાલિદ માજિદ હઝરત સય્યિદ સાદિકઅલી શાહ સાહબથી બયઅત કરી.
- ટૂંક મુદતમાં સુલૂકની તમામ મન્ઝિલો અને મકામો પાર કરી લીધા.
- સંપૂર્ણ પરિપૂર્ણ કામિલ થઈને વાલિદ સાહબથી જ નકશબંદી તરીકાની ખિલાફત મેળવી. હઝારો લોકોએ આપથી બાતિની ફયઝ મેળવ્યો.
- આપ પોતાના ઝમાનાના બેહતરીન ઉલમા અને સુલહામાં ગણાતા હતા.
- પંજાબના લોકો આપના ઈલ્મ અને ફઝલના પ્રશંસકો છે.
- પંજાબના ગુરદાસપૂર જિલ્લાના આલા તરીન મુફતી તરીકે આપનું સ્થાન હતું.
- આપનું લખાણ અને આપની વાત ઉલમામાં સનદ ગણાતી હતી.
- કુરઆન શરીફને તરતીલથી પઢવાના કારણે આપને ખાસ શર્ફ અને વિશિષ્ટતા હાસિલ હતા.
- આપના વાલિદ માજિદ સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બા'દ ૨૫ (પચ્ચીસ) વરસ સુધી મસ્જિદમાં વાલિદ સાહબ રહિમહુલ્લાહુના સ્થાને ઈમામત કરી.
- ૧૯, જમાદિલ આખર, હિજરીસન ૧૩૪૧ મુતાબિક ઈસ્વીસન ૧૯૨૩ માં મંગળવારના દિવસે મળસ્કે સાડા પાંચ કલાકે આ ફાની દુનિયાથી બાકી દુનિયા તરફ પ્રયાણ કરી ગયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપનો મઝારે મુબારક ૨ત્ર—છત્ર (મકાન શરીફ)માં છે.
- આપના પછી આપના સાહબઝાદહ હઝરત મૌલાના સય્યિદ મન્ઝૂર

અહમદ આપના જાનશીન થયા.

## પાકિસ્તાન હિજરત કરી ગયા

- હઝરત મૌલાના સય્યિદ મન્ઝૂર અહમદ સાહબ પ્રખર આલિમ હતા.
- ૧૯૪૭ માં આપ પાકિસ્તાન હિજરત કરી ગયા અને સાહીવાલ (પંજાબ, પાકિસ્તાન)માં સ્થાયી થયા.
- ત્યાં જ આપનો ઈન્તિકાલ થયો અને ત્યાં જ દફન થયા.
- હવે આપના સાહબઝાદહ આપના જાનશીન છે.

[૪]

## હઝરત મૌલાના સય્યિદ સાદિકઅલી રહમતુલ્લાહિ અલયહિના જાનશીન હઝરત મીર બારકલ્લાહ (રહ.)

- આપ હઝરત મૌલાના સય્યિદ સાદિક અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સૌથી મોટા પુત્ર હતા.
- હિજરીસન ૧૨૭૫ મુતાબિક ઈસ્વીસન ૧૮૫૮ માં આપનો મુબારક જન્મ થયો હતો.
- આપે ઈલ્મે જાહિરીની તા’લીમ, જન્દયાલા ઢાબવાલા, જિલ્લા ગુજરાનવાલા (પંજાબ)ના રહેવાસી મવલવી ગંજબક્ષ સાહેબ પાસે મેળવી.
- તે પછી પોતાના વાલિદ બુઝુર્ગવાર હઝરત સય્યિદ સાદિક અલી શાહ સાહબથી બયઅત કરી.
- ટૂંકી મુદતમાં આપ સુલુકની તમામ મન્ઝિલો પાર કરીને હઝરત વાલિદ સાહબથી ખિલાફત મેળવી.
- હિજરીસન ૧૩૧૭ મુતાબિક ઈસ્વીસન ૧૮૯૯ માં વાલિદ સાહબની વફાત બાદ આપ જાનશીન થયા.
- હઝારો લોકો આપથી ફયઝયાબ થયા.

- વીસ વરસ સુધી સજજાદાનશીન રહીને ૨૦, મુહર્રમ, હિજરીસન ૧૩૩૭ મુતાબિક ઈસ્વીસન ૧૯૧૮ માં રવિવારના દિવસે રાતે આપની વફાત થઈ. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- આપનો મઝારે મુબારક રત્ર–છત્ર (મકાન શરીફ)માં છે.

### આપના જાનશીન હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમની પાકિસ્તાન હિજરત

- હઝરત મીર સય્યિદ બારકલ્લાહ (રહ.)ના ઈન્તિકાલ બાદ આપના સાહબઝાદહ સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ જાનશીન થયા.
- દેશના વિભાજન વખતે હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ, એમના ઘરવાળા, ખાનદાનવાળા તથા લગભગ તમામ મુસલમાનો પાકિસ્તાન હિજરત કરી ગયા.
- હઝરત સય્યિદ મીર મઝહરે કય્યૂમ સાહબ પોતાના પરિવાર સાથે પાકિસ્તાનના પંજાબ પ્રાંતમાં, શયખૂપૂરા જિલ્લાના બુલેર શરીફ નામના ગામમાં સ્થાયી થયા.
- આપના ઈન્તિકાલ બા'દ આપના સાહબઝાદહ હઝરત સય્યિદ મીર મહફૂઝ હુસયન સાહબ સજજાદાનશીન થયા.
- બુલેર શરીફ, જિલ્લા શયખૂપૂરા, પાકિસ્તાન પંજાબમાં હઝારો લોકોએ આપથી બાતિની ફૈઝ મેળવ્યો.

[૫]

## હઝરત બદ્દન શાહ કલાનપૂરી રહમતુલ્લાહિ અલયહિ

### પૈદાઈશી વલી

હઝરત સય્યિદ બદ્ધન શાહ સાહબ ચમ્યારી ગામમાં મહારાજા રણજીત સિંઘની હુકૂમતના ઝમાનામાં પૈદા થયા. આપ ચિશ્તી, તિરમિઝી સાદાત ખાનદાનમાંથી છે. આપ પૈદાઈશી વલી હતા.

આપ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવ્યા કરતા હતા કે :

“મારા જન્મ વખતે દાયા કોઈ ઓજાર શોધતી હતી. તે ઓજાર ચક્કીના નીચે હતું. હું તેને બતાવવા ચાહતો હતો પરંતુ ઈરાદાપૂર્વક ચુપ રહ્યો.”

## માતાની ખિદમત

- માતાની ખિદમત માટે આપ ખડે પગે હાજર રહેતા.
- આપ માતાનો બેહદ આદર અને ઈહતિરામ કરતા હતા.
- માતાની જૂતીઓ આપ પોતાની દાઢી વડે સાફ કરતા.

## બયઅત

- ચમ્પાયરી ગામથી આપ ખાસ બયઅત થવા માટે રત્ર–છત્ર (મકાન શરીફ) આવ્યા અને હઝરત સય્યિદ હુસૈનઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
- આપ ફરમાવતા હતા કે :

  “બયઅત થતી વખતે મેં જે કંઈ જોયું અને જે કૈફિયત મારા પર વીતી તે બયાન થઈ શકતી નથી !”
- આપ દર અઠવાડિયે મકાન શરીફ પીરની મુબારક ખિદમતમાં હાજર થતા હતા.
- આપની નઝર જયારે આપના શયખ પર પડતી ત્યારે આપ બેહોશ થઈને ઝમીન પર ઢળી પડતા હતા.
- આપ મોટા ભાગે ઈસ્તિગરાક (પોતાની ઝાતમાં ડૂબેલા) રહેતા હતા.

## આપના પીર સાહબ (રહ.)ની આપના માટે દુઆઓ

- અલ્લાહ તઆલાની સેંકડો મખલૂક તારા આગળ દોડશે.
- લોકો તારા પગની ધૂળને અકસીર સમજીને આંખોનો સુરમો બનાવશે.

- અમીરો અને સુલતાનો તારા દરવાજા પર ખુલ્લા પગે આવશે.
- તારું લંગર (ભોજનાલય) દુનિયામાં મશહૂર થશે.
- તારા દિલના ખ્યાલ પ્રમાણે અલ્લાહ તઆલા કામ કરી દેશે.
- અલ્લાહ તઆલા તારા બન્ને હાથો ખોલી દેશે !

## આપની ખુસૂસિયતો (વિશિષ્ટતાઓ)

- આપની અતિ બારીક વાતો આલિમો પણ સમજી શકતા ન હતા.
- આપના ચહેરાથી નૂર વરસતું હતું.
- આપના કામિલ તસર્રુફ (રૂહાની પ્રભાવ)થી લોકોના દિલો મુહબ્બતે ઈલાહી અને જઝબાતથી છલકાઈ જતા.
- આપ આપના પીર ભાઈ હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુનો બેહદ આદર કરતા હતા અને મેઝબાની કરતા હતા.
- મકાન શરીફના પાણીને આપ ઝમઝમની જેમ બરકતવંતુ સમજતા હતા અને તેનાથી કદી વુઝૂ કે તહારત કરતા ન હતા.
- આપના પીરના ઈન્તિકાલથી આપને એટલો સખત સદમો અને આઘાત લાગ્યો કે તે જ વખતે આપના કાળા બાલ સફેદ થઈ ગયા !

## કશ્ફો અને કરામતો

- આપના કશ્ફના અને કરામતોના બનાવો અસંખ્ય છે.
- અહીં માત્ર નમૂના તરીકે થોડાં બનાવો તરફ ઈશારો કાફી છે.
- આપની દુઆથી એક ચણા વેચનારો ફેરીયો મામલતદાર (ઉચ્ચ સરકારી અધિકારી) બની ગયો !
- નોકરીમાંથી બરતરફ કરવામાં આવેલા એક સરકારી કર્મચારીને આપની દુઆથી પાછો નોકરીમાં રાખવામાં આવ્યો.
- આપની બદદુઆથી એક લાંચિયા અધિકારીના બન્ને હાથો કપાઈ ગયા !

## આપે રત્ર-છત્રનું નામ મકાન શરીફ રાખ્યું

- હિજરીસન ૧૨૭૦ માં આપે રત્ર-છત્રનું નામ બદલીને મકાન શરીફ રાખ્યું.
- જો કોઈ રત્ર-છત્ર નામ બોલતું તો આપ નારાઝ થઈ જતા.

## વફાત

- ૧૯, શવ્વાલ, ૧૨૭૨ હિજરીસનના રોજ આપની વફાત થઈ.
- એ વરસાદની ઋતુ હતી.
- કય્યૂમે આ'લમ હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપની વફાતની ખબર મળતાં જ, તત્કાલ પગે ચાલતા, કલાનપૂર જવા રવાના થયા.
- લોકોનો એક મોટો સમૂહ આપની સાથે હતો.
- આપને એટલો સખત સદમો થયો હતો કે આખા રસ્તે આપની આંખોમાંથી આંસૂઓ સતત વહેતા હતા.
- આપે કલાનપૂર પહોંચીને પોતે ગુસલ આપ્યું અને પછી પોતે દફન કર્યા. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**
- આપ ૪૦ (ચાલીસ) દિવસ સુધી કલાનપૂરમાં રોકાયા.
- તે પછી હઝરત સય્યિદ બઙ્ઙન શાહ સાહબ રહિમહુલ્લાહુની વસિયત પ્રમાણે, આપના પીર હઝરત સય્યિદ હુસય્ન અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબઝાદહ હઝરત ફરીદુદ્દીન સાહબની જાનશીની અને દસ્તારબંદી કરવામાં આવી; કારણ કે હઝરત સય્યિદ બઙ્ઙન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો કોઈ પુત્ર ન હતો.
- હઝરત સય્યિદ બઙ્ઙન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની હયાતીમાં પોતાનો તમામ માલ, અસબાબ અને મિલ્કત તથા જમીન, જાગીર હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને બક્ષીશ આપી દીધાં હતા પરંતુ હઝરત

સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ તેમાંથી માત્ર તોહફા તરીકે તસ્બીહ અને કલમદાન લઈને બાકીની તમામ વસ્તુઓ પીરઝાદહ જનાબ સય્યિદ ફરીદુદ્દીન સાહબને આપી દીધી હતી.

## કલાનપૂર KALANPUR (PIN NO. 143512)નું સ્થાન

- હઝરત બદ્દન શાહ સાહબ (રહ.)નો મુબારક મઝાર જે ગામમાં છે તે કલાનપૂર ગામ, રત્ર-છત્ર (મકાન શરીફ)થી લગભગ ૨૦ (વીસ) કિલોમીટર દૂર છે. એનો પીન કોડ નંબર : 143512 છે.
- હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપના ઈન્તિકાલની જાણ થતાં જ એક મોટા સમૂહ સાથે તત્કાલ પગે ચાલતા કલાનપૂર ગયા હતા તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે.

**[૬]**

# હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ કાલા અફઘાની રહમતુલ્લાહિ અલયહિ

## બયઅત અને પીરની ૨૦ (વીસ) વરસ સુધી ખિદમત

- હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ (રહ.)નો જન્મ કાબુલમાં થયો હતો.
- યુવાનીમાં હિન્દુસ્તાન તશરીફ લાવ્યા અને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા.
- બયઅત થયા બાદ સતત ૨૦ (વીસ) વરસ સુધી રાત-દિવસ પીરની ખિદમત શરીફમાં હાજર રહ્યા.
- આપ આખી રાત મુરાકિબ રહેતા.
- આપ ખૂબ જ સાદગીથી ઝિંદગી ગુઝારતા હતા.

## ઝમીન અને આસમાનની દરેક વસ્તુમાંથી આપને ઝિક્રનો અવાજ સંભળાતો હતો

આપ પોતે ફરમાવતા હતા કે :

- શરૂઆતના સમયમાં ઝિકરની વિપુલતાની આ હાલત હતી કે, મારા આખા શરીરમાંથી ઉપરાંત જમીનમાંથી, આસમાનમાંથી, દરેક વૃક્ષમાંથી અને દરેક પથ્થરમાંથી અને દરેક રજકણમાંથી મને ઝિકરનો અવાજ સંભળાતો હતો !
- સુલૂકની ઈન્તિહા વખતે (અંતિમ સમયે, પૂર્ણતા વખતે) હું ઈશાની નમાઝ બાદ જયારે મુરાકિબ થઈને બેસી જતો ત્યારે કોઈ કુર્આન શરીફ 'અલ્હમ્દુ શરીફ'થી શરૂ કરી સવારે 'વન્નાસ' પર ખત્મ (પૂર્ણ) કરતો અને મને સાદ આપતો કે :

  "ઈન્ની" (બેશક, હું છું.)

  અને પછી અવાજ આવતો બંધ થઈ જતો.

## આગાહી

- કુર્આન શરીફની આ શરૂઆત અને અંતથી મુરાદ ખત્મે સુલૂક છે.
- 'ઈન્ની' શબ્દથી કુર્બતે ઝાતે બહત (અલ્લાહ તઆલાની નઝદીકી) મુરાદ છે.

## આપ રહમતુલ્લાહિ અલયહિના ઉચ્ચ મકામ તરફ ખૂદ આપના પીર સાહેબનો ઈશારો

આપના પીર હઝરત સય્યિદ ઈમામઅલી શાહ સાહબ રહિમહુલ્લાહુએ પોતાના ઈન્તિકાલ વખતે હાજરજનોને ફરમાવ્યું કે :

> "ફકીરના (મારા) ઈજાઝત પામેલા જે ખલીફાઓ છે તેઓમાંથી કોઈ પણ ખયર અને બરકતથી તેમજ અનવારે નિસ્બતથી ખાલી નથી. પરંતુ જે કોઈ (શખ્સ) ફકીરની (મારી) સુહબતનો રસાસ્વાદ ચાહે તે મારા ઈન્તિકાલ બાદ શેર મુહમ્મદ ખાન સાહબની ખિદમતમાં જાય."

## આપના કશ્ફ અને કરામતના બનાવો

હઝરત શેર મુહમ્મદ ખાન સાહેબ રહિમહુલ્લાહુના કશ્ફ અને કરામતના અસંખ્ય બનાવોમાંથી નમૂના તરીકે કેટલાક બનાવો તરફ ટૂંકમાં ઈશારો કરું છું. સ્થળ સંકોચને લીધે સંપૂર્ણ બનાવો લખ્યા નથી.

[૧] એક વાંઝણી ઓરતને હઝરતની દુઆથી બાળક પેદા થયું પરંતુ તેનો ઈન્તિકાલ થઈ ગયો. હઝરતને કશ્ફથી એની જાણ થઈ ગઈ. આપે પોતાના ખાસ મુરીદ અને ખાદિમ જમઅદાર સાહબને તે ઓરત પાસે મોકલ્યા અને બાળકના માટે દુઆ કરવા ફરમાવ્યું. તેઓ ત્યાં ગયા અને દુઆ કરી તો બાળક ફરી પાછું જીવતું થઈ ગયું !

[૨] એક શખ્સ પાસે એક બુલબુલ હતું. તેના પાસે બોલી બોલાવીને, લોકોના દિલ બહેલાવીને, રોઝી કમાતો હતો. તે બુલબુલ મરી ગયું. તેણે હઝરત પાસે હાજર થઈને વાત કરી. હઝરતની દુઆથી તે બુલબુલ ફરી જીવતું થઈ ગયું.

[૩] એક ડોસીની પાસે એક ભેંસ હતી. તેના પર તેનો ગુજારો હતો. તે ભેંસ મરી ગઈ. તે ખૂબ રડવા લાગી. હઝરતની દુઆથી એ મરેલી ભેંસ ફરી જીવતી થઈ ગઈ !

[૪] આપની દુઆથી અનેક જીવલેણ બીમારીઓમાં સપડાયેલા લોકોને અલ્લાહ તઆલાએ શિફા આપી.

[૫] આપની દુઆથી અનેક લોકોને સંતાનો થયા, અનેક લોકોને રોજી મળી, અનેક લોકોની મુશકેલીઓ દૂર થઈ ગઈ.

## આપની વફાત અને મઝારે મુબારકનું સ્થાન

- ૨૭, સફર, ૧૩૧૭ હિજરીસનમાં આપ વફાત પામ્યા.
- આપની કબર શરીફ કાલા અફઘાનામાં છે જે રત્ર–છત્ર (મકાન શરીફ)થી લગભગ ૨૦ (વીસ) કિલોમીટર દૂર છે.

- કાલા અફઘાના Kala Afghanaનો પીન કોડ નંબર :143513છે.
- કલાનપૂર અને કાલા અફઘાના વચ્ચે પણ લગભગ ૨૦ (વીસ) કિલોમીટરનું અંતર છે.
- રત્ર–છત્ર (મકાન શરીફ), કલાનપૂર અને કાલા અફઘાના એ ત્રણે ગામો ભારતના પંજાબ રાજયમાં ગુરદાસપૂર જિલ્લામાં આવેલા છે.

## હઝરતના સાહબઝાદાઓ

(૧) મિયાં અબ્દુલ ગની ખાન સાહબ સૌથી મોટા પુત્ર છે અને હઝરતના જાનશીન છે.

(૨) બીજા સાહબઝાદહનું નામ મિયાં શરીફ મુહમ્મદ ખાન છે.

(૩) ત્રીજા અને સૌથી નાના સાહબઝાદહનું નામ મિયાં લતીફ મુહમ્મદ ખાન સાહબ છે.

## હઝરતના ખલીફાઓ

- હઝરતના અનેક ખલીફાઓ હતા પરંતુ એમાંથી :

  (૧) હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહિમહુલ્લાહુ અને

  (૨) હઝરત જમઅદાર શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ

  ખૂબ જ મુમ્તાઝ (અનોખા) હતા.

- હઝરત કાઝી અશરફ હુસયન સાહબ જયારે હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં બયઅત થવા માટે હાજર થયા ત્યારે હઝરતે આપને ફરમાવ્યું કે :

  ''ખાન સાહબ ! અલી શેર ખાન સાહબથી બયઅત થઈ જવું હતું ને ? હું અને તેઓ બન્ને એક છીએ.''

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી રહિમહુલ્લાહુ હઝરત મુહમ્મદ અલી શેરખાન સાહબ રહિમહુલ્લાહુના ખલીફા હતા.
- બન્ને બુઝુર્ગોના મઝારો જયપૂરમાં, ઘાટ દરવાજા કબ્રસ્તાનમાં

એક–બીજાની પાસે છે.

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર અને મકબૂલ કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં

(૧) પોતાના દાદા પીર હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને

(૨) પોતાના પીર હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિના

વિસ્તૃત જીવનચરિત્રો લખ્યા છે તેમાંથી જ મોટા ભાગની વિગતો અહીં નકલ કરવામાં આવી છે.

## યાદદાશ્ત

'સરહિન્દ શરીફના મુબારક મઝારો' કિતાબનું લેખન કામ, અલ્લાહ તઆલાએ પોતાના ફઝલ અને કરમથી તેમજ પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ અને મહબૂબ બંદાઓના સદકહ અને વસીલા તથા દુઆઓથી આ નાચીઝ, નાકારહ અબ્દુલકાદિર ફાતીવાલાના ઝરીઆથી આજે પૂરું કરાવ્યું. અલ્હમ્દુલિલ્લાહ ! તે પોતાની મહેરબાનીથી એને કબૂલ ફરમાવી લોકોના માટે ફાયદાનો અને આ નાચીઝના માટે મગફિરતનો ઝરીઓ બનાવે એવી દુઆ છે. આમીન ! બિ હક્કિ તા–હા વ યા–સીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ.

૧૧, રજબ, ૧૪૪૧ મુતાબિક ૭, માર્ચ, ૨૦૨૦, શનિવાર

હુવલ બાકી

# સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા

(૧) હઝરત ખ્વાજા દાના રહિમહુલ્લાહ

(૨) હઝરત ખ્વાજા દેહદાર રહિમહુલ્લાહ

(૩) હઝરત ખ્વાજા અ. વહહાબ રહિમહુલ્લાહ







લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)










 99740 34310

# કિતાબ મળવાના સરનામા



**TAJ Enterprise**
Wholesale Merchant of RICE & PULSES

Muhammad Zahir B.Aghadi : **9537227400 & 9998810196**
H.No. 3046, Parsiwad Opp.Noormiya Masjid,
Dabgarwad, Ranitalao, Bhagal, Surat-3

MUHAMMAD BASHIR H. AGHADI **Call... 098 69 65 1700**
22. Red Cross Street, 4/12 Nazneen Building, Agripada, Mumbai-11

*Hidayat Art*
**Call... 99740-34310**
Visiting Times :
10.00 am To 12.30 pm
04.30 pm To 08.30 pm
All Types of Computer Designing
Arbi & Urdu Typing Specialist
2/2670, Opp. Raj Guest House Gali, Talavdi, Sagrampura, Surat.

Printed By : HIDAYAT ART 9974034310

**M.R.P.: 180**